# ત્રીજી ચોપડીના પાઠના અર્થ.

### પાઠ ૧ લો.

નવી=હવે શીખવાની
જુની=પહેલાં શીખેલી
મૂળાક્ષર=મૂળના અક્ષરો; ક, ખ, વગેરે.
બારાખડી=બાર અક્ષરની હાર
રમુજી=આનંદ પડે તેવા
જોડાક્ષર=જોડેલા અક્ષર 'સ, ક્ય, શ્ચ વગેરે'
જ્ઞાન થયું=સમજણ પડી
પદાર્થપાઠો=પદાર્થના પાઠ; જેવાકે ઝાડ, છોડ, વેલા, વગેરેના પાઠ
ાણી=જેનામાં જીવ છે ને જે હાલી ચાલી શકે છે તે
શુ ાજેમ=જાગૃત જેવી
ગ=હંસ
ા=શરૂ કર્યા
=શિખ મણ
બારી=ઝીણી
મુકાબલો=સરખામણી
ભૂગોળ=પૃથ્વીનો ગોળો
માહીતી=સમજણ, જ્ઞાન
મજાની=સારી
રસીલી=રસ પડે તેવી, ગમત ભરેલી
નમુના=ઘાટ, આકાર
સામાન્ય=સાધારણ, બધે સ્થળે મળે તેવી
વર્ણન=વિવેચન, બ્યાન, વિગતવાર કહેવું તે
ગુણ=લક્ષણ, સ્વભાવ, ફાયદા
ઉપયોગ=ખપ, કામ
સોદો=માલ
ખરું=સાચું
ઉતાવળે આંબા ન પાકે=જેમ ગોટલો વાવ્યો કે તરત કેરી થઇ જતી નથી તેમ ઉતાવળથી કામ સારૂં ન થાય
ધ્યાન દઈ=મન લગાડી
જાતે=પંડે
પોપટીઉ=પોપટના જેવું, સમજણ વગરનું

સાર:— નવી ચોપડી ધ્યાન દઈને ભણવી

---

**પાઠ ૨ જો.-ભાગ ૧ લો.**

લિપિ=ભાષા, બોલી
બ્રાહ્મણી=બાળબોધ, બ્રાહ્મણલોકો વાપરતા તે
જુના=અગાઉના
પંડિતો=ઘણું ભણેલા
માથું=મથાળું, ઉપલો ભાગ
અંક=આંકડા
અગ્નુ=હ્રસ્વ કે દીર્ઘ "ઇની" નિશાની
વરડુ=હ્રસ્વ કે દીર્ઘ "ઉની" નિશાની
અનુસ્વાર=સ્વરની પછી (ઉપર) આવનાર મીંડું
વિસર્ગ=સ્વરની પછી આવનાર બે મીંડાં
ધોરણ=રીત, નિયમ

**પાઠ ૨ જો. ભાગ ૨ જો.**

પંડિત=વિદ્વાન
નીપજે=થાય
લહીઓ=સારા અક્ષરો લખનાર
લાલચ=કંઈ મેળવવાની ઇચ્છા
લપટાવું=ફસાવું, પડવું
જાતે=પોતે
નર્યા=રોગ વગરના
શ્રદ્ધા=ભરોસો, વિશ્વાસ
ઉદ્યોગી=મહેનતુ
ચેન=મગ્ન
ફક્કડ=અતિશય ભપકાદાર
ખાલી=ખોટો, નકામો
ઠાઠ=ભપકો, ડોળ
અજુક્તું=અયોગ્ય, ગેરવાજબી
માઠું=ખરાબ, ખોટું
કદી=કોઈ દિવસ
અસલના=પહેલાંના
વિદ્યાભ્યાસ=ભણવું તે
તરેહ=જાત
મેળવી જોતાં=સરખાવી જોતાં
ફેર=તફાવત, ફરક

**પાઠ ૩ જો.**

ઘરડો=વૃદ્ધ, ઘણા વરસની ઉમ્મર
ટટ્ટુ=નાનો ઘોડો
બજાર ભરાવું=લોકો માલ વેચવાને અને લેવાને બજારમાં એકઠા થતા

છતે ટટ્ટુએ=ટટ્ટુ છે છતાં પણ
મૂર્ખ=સમજણ વગરના
ખરેખર=જરૂર, નક્કી
હડહડતો=પૂરેપૂરો
કળિયુગ=ખરાબ વખત
બુદ્ધિ ફરી ગઈ છે=અક્કલ બગડી ગઇ છે
ખરે બપોરે=બરાબર બપોરે
હિંડાડે છે=ચલાવે છે
મોજથી=આનંદથી
ખર્યુંપાન=ઘરડો, ખરેલા પાન જેવો
જોસબંધ=જોરથી, ઉતાવળથી
શ્રાવક=જૈન લોકો
સંઘ=જાત્રા કરવા જનારનું ટોળું
જાતે=જાતના
યાત્રા કરવી=ધર્મનાં ઠેકાણાં જોવા જવાં
ઘાતકી=પાપી, દયા વગરના
હાટ=બજાર
વીખરાઈ જશે=વેરાઈ જશે
વખતસર=ટાઇમ પ્રમાણે
શીકે=ઝાંપે, ઉતરી ગએલે
પસ્તાયા=પોતાના કામથી દીલગીર થયા
અક્કલનો ઉપયોગ કરે નહિ=બુદ્ધિ વાપરે નહિ
સલાહ=વિચાર, મત, અભિપ્રાય
દશા=હાલત

સાર:—બીજાની સલાહ પ્રમાણે ચાલતા પહેલાં પોતાની અક્કલનો ઉપયોગ કરવો.

## પાઠ ૪ થો.

પરગજુ=બીજાનું ભલું કરનાર
ઇશ્વરભક્તિ=ઇશ્વરનું ભજન
ગાળતાં=કાઢતાં
ઇશ્વર કૃપા=ઇશ્વરની મહેરબાની
નરસિંહ ચૌદશ=વૈશાખ સુદ ચૌદશ (એ દિવસે પ્રહ્લાદનો બચાવ કરવા વિષ્ણુ ભગવાન થાંભલામાંથી પ્રગટ થયા તે વખતે તેમનું શરીર કેટલુંક માણસ જેવું ને કેટલુંક સિંહ જેવું હોવાથી તેઓ નરસિંહ કહેવાયા, નરસિંહ વિષ્ણુનો ચોથો અવતાર ગણાય છે.)
પુત્ર=દીકરો
ભંડાર=ખજાનો

વાણી=બોલી
પેદા થયો=જન્મ્યો
ઉપકાર=પાડ, આભાર
ગુજરીગયા=મરી ગયા
ઉછેરવા=મોટાકરવા
સ્વભાવ=લક્ષણ, ટેવ
દયાળુ=દયાવાળો
સલાહ=વિચાર
અસર=લાગણી
નીવડયો=થયો
માનીતો=વહાલો
વર્ગ=ધોરણ
સાંઢ=ગોધો, આખલો
ખડખડ હસવું=મોટેથી હસવું તે
અંતઃકરણ=મન
ફેંટો=માથે બાંધવાનું લુગડું
વૈદ=દેશી દવા કરનાર
શુદ્ધિ=ભાન
પરગજુપણું=પરોપકાર, બીજાનું ભલું કરવું તે
આશ્ચર્ય=નવાઇ

સારઃ—નરસિંહ જેવા પરગજુ થવું.

## પાઠ ૫ મો,

અભ્યાસ કરતાં=ભણતાં
ગુજરાન=ભરણપોષણ
કુટુંબ=ઘરમાંના માણસો
નાત=જ્ઞાતિ જેમકે બ્રાહ્મણ, વાણિયા, વગેરે
જાત=જાતિ જેમકે હિંદુ, મુસલમાન વગેરે
પ્રીતિ=હેત
ભાઇબંધ=મિત્ર, દોસ્ત
અંતઃકરણ દયાથી ઉભરાઇ આવ્યું=મનમાં ઘણીજ દયા આવી
જીવ આવ્યો=શક્તિ આવી
બિચારી=કોઇ પાળનાર ન હોય તેવા ગરીબ
આશીશ=સારી દુઆ, ભલી ઇચ્છા
નજીક=પાસે
ટંગાવી=લટકાવી
પરોપકારી=બીજા પર ઉપકાર કરનાર
પાડ=ઉપકાર
ઇનામ=ખુશી થઇને કંઇ આપવું તે
થોભાય=અટકાય, રહેવાય

જંગલ=જ્યાં ખીચોખીચ ઝાડો ઉગેલાં હોય તેવી જગા
જંગલી=જંગલમાં રહેનાર
પેઠો=દાખલ થયો
ઇજા=હરકત
સહીસલામત=સુખેથી, જોખમ કે અડચણ વગર
વિવાહ=લગ્ન
સામેલ થયો=જોડાયો

સારઃ—નરસિંહના જેવા પરગજુ થવું

## પાઠ ૬ ઠો.

અદલ=બરાબર, વાજબી
ઇન્સાફ=ન્યાય
પૈસાદાર=પૈસાવાળો, ધનવાન
હાલત=સ્થિતિ
ગામઠી નિશાળ=જ્યાં માત્ર લખતાં વાંચતાં શિખવવામાં આવતું હોય એવી નિશાળ
અક્કલવાળો=બુદ્ધિવાળો
નસીબદાર=ભાગ્યશાળી
ફાવતો ગયો=લાભ મેળવતો ગયો
વેપારી=વેપાર કરનાર
વેપાર=માલની લેવડદેવડ કરવી તે
ખરચીને=વાપરીને
કીમતી=ભારે કીમતનાં
દોલત=પૈસો, ધન ને માલ
મોટી રકમ=ઘણું ધન
ખરીદ્યા=વેચાતા લીધા
આબરૂ=લાજ, કીર્તિ
મરણપથારી પર પડયા=મરીજશે એવા થયા
બેટા=પુત્ર
મીલકત=ધન, માલ, મકાન વગેરે
સલાહ=વિચાર
વર્તીશું=ચાલીશું
કબુલાતઆપી=હા કહી, કબુલ કર્યું
દહાડોપાણી=મરણ પાછળનો ખરચ
તોડ=નિકાલ
દિવાન=મુખ્ય કારભારી
એકઠા=ભેગા
ઉમેર્યો=અંદર નાખ્યો
વાહવાહ બોલવા લાગ્યા=વખાણ કરવા લાગ્યા
વહેંચણીમાં મોટાને ૯ વચલાને ૬ ને નાનાને ૨ હાથી આવ્યા

સાર:–મુશ્કેલ કામનો તોડ અક્કલથી લાવી શકાય છે.

### પાઠ ૭ મો.

પરમેશ્વર=મોટા ઈશ્વર
સઘળું=બધું
પોળ=શેરી
લખોટા=કાચની કે પત્થરની ગોળીઓ
સુશોભિત=ઘણા સુંદર
ચોર=ચોરી કરનાર
ચોરી=પૂછ્યા વિના કોઇની ચીજ લેવી તે
વેળા=વખત
અટકાવ્યો=વાર્યો, રોકયો
યાદ રાખવું=સંભારી રાખવું
નજીવી=નકામી, માલ વગરની, નાની સરખી
પાપ=પ્રભુને ન ગમે તેવું કામ
પાપી=પાપનાં
સજા=શિક્ષા

સાર:–પરમેશ્વર બધે છે ને બધું જાુએ છે.

### પાઠ ૯ મો.

દર=ભોણ, બાકું
પંજો=પાંચ નહોરવાળા પગનો થાપો
સપડાયો=પકડાઈ ગયો
કાલાવાલા=આજીજી, કરગરવું તે
મહારાજ=મોટા રાજા (સિંહ વનનો રાજા ગણાય છે)
ગુનો=વાંક
માફ=ક્ષમા
આફત=દુઃખ, સંકટ
સેવક=તાબેદાર, નોકર
ચાકરી=સેવા
જીવતદાન=જીંદગીનું દાન, જીવ બચાવવો તે
મગરૂરી=શેખી, બડાઇ, ગર્વ
ભાન=ખબર, સમજ
વન=જંગલ
તળે=નીચે
જાળ=ફાંસો
ફાંફાં માર્યાં=ખાલી મહેનત કરી
અકળાયો=મુંઝાયો
બદલો=સાટું
ફીકર=ચિંતા

સેવા બજાવશે=ચાકરી કરશે
તરણા સરખું=ખડ જેવું, તદ્દન નજીવું
જોર=બળ
ગર્વ=અહંકાર

સારઃ-તરણા સરખું પણ કામમાં આવે છે માટે પોતાના જોરનો ગર્વ કરવો નહિ.

## પાઠ ૧૦ મો.

પ્રામાણિક=લેવડદેવડમાં સાચો
પરચુરણ સામાન=થોડો થોડો કેટલોક સામાન
ફેરી કરવી=ગામમાં ફરીને માલ વેચવો
ઘરાક=માલ લેનાર
શાખ=આબરૂ
ઠરાવ્યા વગર=અગાઉથી નક્કી કર્યા વગર
મોહનમાળા=ડોકમાં પહેરવાની સોનાના નાના નાના મણકાની માળા
લોભાતાં=લલચાતાં, લોભમાં પડતાં
પોલિસ થાણું=પોલિસની ચોકી
વાણી=બોલી
ચાહતાં=ઇચ્છતાં
માફક=પેઠે
કમાયો=પૈસા મેળવ્યા
શરૂ કર્યો=ચાલુ કર્યો
આગ્રહ=તાણ, ખેંચ
કોલેરા=ઝાડો ને ઉલટી થાય તે રોગ
મહા મુશકેલી=મોટી મુસીબત
વિધવા=જેનો ધણી મરીગયો હોય તે સ્ત્રી, રાંડેલી સ્ત્રી
પ્રામાણિકપણું=વહેવારમાં સાચાપણું
ધન્ય=શાબાશ

સારઃ-મહાલક્ષ્મી જેવા પ્રામાણિક થવું

## પાઠ ૧૧ મો.

ખેડી ખાવાને=ખેતી કરી ગુજરાન ચલાવવાને
સજા=શિક્ષા
તુરંગ=જેલ, કેદખાનું
છંદ=નઠારી ટેવ
સરકાર=રાજકારભાર કરનારી મંડળી
જાપ્તો=ચોકસી, દેખરેખ
લાગ ફાવતો=વખત મળતો

વિકટ=બિગામણી, ભયંકર
રાહ=વાટ
તુટી પડયા=એકદમ હુમલો કર્યો
ચોકીદારો=ચોરી કરનારા
દ્રવ્ય=ધન
સુખેથી=હરકત વગર
લુટી લેવું=રસ્તે જનાર પાસેથી જોર જુલમથી પડાવી લેવું
મિઠાઇ=ખાંડ, સાકરવાળા પદાર્થ
ગમી=પસંદ પડી
તાલેવંત=પૈસાદાર
નસીબમાં ચોરી ને ચોરીજ રહેશે=વળી ફરીવાર ચોરી કરવા જવું પડશે.
ઝેર=જે ખાવાથી માણસ મરી જાય તે પદાર્થ
ઝાડી=જંગલ
લુટ=લુટેલો માલ
લાગ=વખત, તક, દાવ
ભુંડું=નઠારૂં
તાકયું=ઇચ્છયું
માલ માલને ઠેકાણે રહ્યો=માલ હતો ત્યાં પડયો રહ્યો
કહેવત=લોકોમાં કહેવાની હકીકત

વાવે તેવું લણે=ખેતરમાં જે અનાજ વાવે તે અનાજ લણે એટલે બાજરી વાવે તો બાજરી લણે ને ઘઉં વાવે તો ઘઉં લણે
કરે તેવું પામે=જેવાં કામ કરે તેવું ફળ પામે. કોઇનું સારૂં કરે તો પોતાનું સારૂં થાય કોઇનું ભુંડું ઇચ્છે તો પોતાનું ભુંડું થાય

સાર:-કોઇનું ભુંડું ઇચ્છવું નહિ.

## પાઠ ૧૨ મો.

પાંડવો=પાંડુ રાજાના પુત્રો
સદા=હંમેશાં
કોપ=ગુસ્સો, રીસ
વર્તણુક=ચાલચલગત
આબરૂ=કીર્તિ, નામના
પીતરાઇ=કાકાનો દીકરો
સહન થઇ શકયું નહિ=ખમી શકાયું નહિ
લાખ=લોગણી
ઉપાય=ઇલાજ
ફાવ્યો=સફળ થયો

ફોસલાવાને=જેમ તેમ સમજાવીને
જુગાર=જુગટું, સરત કરીને રમત રમવી તે
દગો=કપટ
દ્રૌપદી=પાંડવોની સ્ત્રી, દ્રુપદરાજાની પુત્રી
ફરજ=જરૂર
ઝુંપડી=ઘાસ, પાંદડાં ને ઝાડના ડાળીઓથી બનાવેલું રહેવાનું
રૂચતી=ગમતી
ખરે=નક્કી
નીચ=હલકો
નીચપણું=હલકાઇ
કંઇ બાકી રાખતો નથી=બની શકે તેટલું કરે છે.
કૌરવો=કુરુ કુળમાં ઉત્પન્ન થએલા
બહાને=કારણ બતાવીને
ગંધર્વ=ગવૈયાની એક જાત દેવલોકના ગવૈયા
ક્ષમા ઉભરાઇ આવી=માફ કરવાની ભારે લાગણી થઇ
સહન કરવું=વેઠવું, ખમવું
લાગણી=પ્રીતિ, ચાહના
અપકાર=કોઇનું ભુંડું કરવું તે
ઉપકાર=કોઇનું ભલું કરવું તે
અપકાર ઉપર ઉપકાર કરવો=કોઇએ ભુંડું કર્યું હોય તેનું સામું ભલું કરવું
લુચ્ચા=લુચ્ચાઇ કરનાર
અદેખા=કોઇનું સારૂં દેખી શકે નહિ તેવા
પોતાને મોતે મરે છે=તેની મેળે મરે છે
ગળગળા=છાતી ભરાઇ આવેથી નરમ થએલા
આફતો=દુખો
ગુસ્સે થતા=ક્રોધે ભરાતા
વેર લેવું=કરેલા નુકસાનનો બદલો લેવો
ડગતું=ખસતું, ફરતું
ક્ષમા=માફ કરવું તે

સારઃ—યુધિષ્ઠિરના જેવી ક્ષમા રાખવી

### પાઠ ૧૩ મો.

ન્યાયાધીશ=ન્યાય કરનારો
ડહાપણ=ડાહ્યાપણું, સમજણ
પારખી શકું=ઓળખી શકું, જાણી શકું

ખરૂં ખોટું=સાચું જુઠું
અદલ=વાજબી
ન્યાય=ઈન્સાફ
પ્રજા=રૈયત
પ્રીતિ=હેત
રાજકાજ=રાજનાં કામો
કચેરી=દરબાર, સભા
ચર્ચા=વાતચીત
સાક્ષી=સાહેદી, હકીકત જાણનાર
ચતુર=ચાલાક
અચરજ=નવાઇ
છાનીમાની=બોલ્યા વગરની
બૂમેબૂમ=રાડેરાડ
હક=દાવો, માલિકી
એનાપરથી મારો હક ઉઠાવું છું=એના પરનો મારો દાવો મૂકી દઉં છું
ગળેપડુ=ખોટો હક કરનાર
કંઇ લાગતું હોય=કંઇ અસર થતી હોય
સજા=શિક્ષા
બુરા હાલ=નઠારી હાલત
સાર:—કોઇને ગળે પડવું નહિ

## પાઠ ૧૪ મો.

ગરીબ=પૈસા વગરનો
ધનવાન=પૈસાદાર.
ગૃહસ્થ=કુટુંબવાળો માણસ
કકડીને=ખડુંજ
નિસાસો=દુઃખમાં જે શ્વાસ બહાર કાઢવો તે
અભાગીઆ=કમનસીબ, નસીબ-વગરના
નસીબ=ભાગ્ય
કરમાઇ ગયું=ઝાંખું થઇ ગયું
હાલત=સ્થિતિ
ફરમાવ્યું=હુકમ કર્યો
લંગડો=લુલો
ટેકો=આધાર
ગભરાઈ=મુંઝાઇ
પારકાનો=બીજાનો
સુકો=ઘી વગરનો, કે ટાઢો
એની હેઠે=એનાથી ઉતરતું
કાયમ=હંમેશને માટે
કદાપિ=કોઇ દિવસ
તંગી=તાણ, ભીડ
તંગી મટી=તાણ જતી રહી

સાર:—સારૂં શરીર એ ખરૂં સુખ છે બાજું બધું એની હેઠછે.

## પાઠ ૧૫ મો.

વિહંગપુર=પક્ષીઓનું નગર
મહોલ્લા=પોળ, શેરી
મશ્કરી=હાંસી, ઠેકડી
મન=મરજી
નોતરૂં દીધું=અમુક વખતે પધારવાનું કહ્યું
ઠરાવેલે=નક્કી કરેલે
સુશોભિત=સારા સુંદર
છાબરા=બહુ પહોળા ને થોડાઉંડા
થાળ=મોટી થાળી
ફાંફાં માર્યાં=ખાલી મહેનત કરી
તેનું કંઇ ચાલ્યું નહિ=તે ખીર ખાઈ શકયો નહિ
ચપચપ ખાવું=જીભ ઉપર ચડાવીને ખાવું
જાણ્યું અજાણ્યું કરવું=જાણતા છતાં નથી જાણતા એવો દેખાવ કરવો તે
ખામી=ખોડ, ભૂલ
ભાવ=હેત, પ્યાર
ભોળા=છેતરાય તેવા
આગ્રહ=તાણ
માન્યા=કબુલ કર્યાં
માન્યા વગર ચાલ્યું નહિ=કબુલ કરવું પડયું
ખાતર=બરદાસ, મેમાનગત
સાટું=બદલો
મો મલકાવી=જરાક હસીને
સ્વાદે=સ્વાદથી, મજાથી
શરમાયું=લજવાયું

સાર:—કોઇની મશ્કરી કરવી નહિ.

## પાઠ ૧૭ મો.

મુસાફર=બહાર ફરનારા લોકો, મુસાફરી કરનારા
રિવાજ=નિયમ
વર્તમાનપત્ર=ચાલતા વખતના ખબર આપનાર છાપું
તંબુ=જાડા લુગડાનાં ઘર
સપાટ=ખાડા ટેકરા વગરની
સવારી=મુસાફરી
ઝુંપડાં=ઝાડની ડાળીઓ, પાંદડાંને ઘાસનાં ઘરો

પાકાં ઘર=ચુનો, ઇંટ ને પત્થરનાં ઘર
ચારો=ઢોરને ચરવાનું
નેસ=ડુંગરામાં ઘાસવાળી જગોએ ભરવાડ કે રબારી થોડાં ઘર કે ઝુંપડાં બાંધીને રહે છે તે જગા
મીલનસાર=મળતાવડા, હળીમળીને ચાલનારા
પરોણાચાકરી=મહેમાનગત, મહેમાન આવે તેની ચાકરી કરવી તે
પરોણો=મહેમાન
ભારી થઇ પડે છે=અઘરું લાગે છે
પૂજે છે=માન આપે છે
ચામડીઆ=કાઠિઆવાડની એક ભટકતી જાત
ખરીદવામાં=વેચાતું લેવામાં

પાઠ ૧૮ મો.

સ્વચ્છ=ચોકખું
તમાશો=જોવાલાયક ખેલ
શણગારી=શોભીતું કરી
ખેલવા=રમવા
ખેલાડીઓ=ખેલ કરનારા
સ્વરૂપવાન=સુંદર
સોનાના વરખ=સોનાનાં પાતળાં પતરાં
વાળુ=રાતનું ભોજન
બેભાન=ભાન વિનાનો
રડારોળ=રોવું કકળવું તે.
પાડોશણ=પાડોશીની સ્ત્રી
ઇંદ્રિય=જેના વડે કંઇ પણ જ્ઞાન કે કામ થાય છે તે
કરકરું=ખરબચડું
શણગાર=શોભાનું સાધન
કંટાળો=ગમતું નહિ તે
છિદ્રો=કાણાં
પરસેવો=ચામડીનાં છિદ્રોમાંથી નીકળતો પ્રવાહી પદાર્થ
ઝેરી=ઝેરવાળો
પસરે=ફેલાય
અંતે=છેવટે
વગર સમજે=સમજ્યા વિના
રજકણો=રજ જેવી કણીઓ
ખુલ્લાં=ઉઘાડાં
મતલબ=હેતુ, ધારણા
કરકરા=ખરબચડા

વૈદ=દેશી દવા કરનાર
સમજુ=સમજણવાળા
સાર:—શરીર સ્વચ્છ રાખવું જોઇએ

## પાઠ ૧૯ મો

પ્રામાણિક=વ્યવહારમાં સાચો
ઉદ્યોગ=મહેનત
સહેજ=જરા
આળસુ=કામ કરવું ગમે નહિ તેવો
ભાઇભાંડુ=ભાઇ, બેન, વગેરે
ઉપજ=પેદાશ
ઘરખરચ=ઘરનો ખરચ
દુકાળ=નઠારો વખત, અનાજ ન પાકે તેવો વખત
પાક=પેદાશ
કરકસર=ખપ જેટલુંજ વાપરવું ને પેદાશમાંથી કંઇક બચાવવું તે
સારૂં વરસ=વરસાદ બરાબર થાય ને સારો પાક થાય તે વરસ
ચરૂ=કડાંવાળો તાંબાપિત્તળનો દેગડો
ઉતરે એવો=ઓછો હલકો
અધાટ=ધણીપણાના હક સાથે
ફેસલો=નિર્ણય, ચુકાદો
વિદ્વાન=ઘણું ભણેલો
પસંદ પડી=ગમી
બદલો=ફળ
બંધ બેસતી=મળતી

## પાઠ ૨૦ મો.

ઇનામ=ખુશી થઇને કંઇ આપવું તે
પ્રખ્યાત=જાણીતો, નામીચો
પાદશાહ=મોટો મુસલમાન રાજા, રાજાનો રાજા
પરાક્રમી=બહાદુર
શોખીન=શોખવાળો, ચાહનાવાળો
આશરો=મદદ
ઉમરાવો=મોટા જમીનદારો
વિષયો=બાબતો
કવિ=કવિતા રચનાર
મોં ઉતરી ગયાં=મોં ઝાંખાં પડી ગયાં
ખુશીનો પાર રહ્યો નહિ=ઘણી ખુશી થઇ
ખજાનચી=ખજાનો સાચવનાર તિજોરીનો ઉપરી
નામદાર=પ્રખ્યાત પુરુષ. નામીચા માલિક

અચરજ=નવાઇ
હઠ લીધી=પોતાની વાત છોડી નહિ
આજીજી=કાલાવાલા
નિશ્ચય=ચોક્સ વિચાર
ભાગીદાર=ભાગીઓ
ખુદાવંદ=મોટા માલીક, ખુદાના જેવા, (મોટા દરજ્જાવાળાને માટે વપરાય છે)
પહેરાવાળો=પહેરો ભરનાર, દરવાજા પાસે ચોકી કરનાર
શરત=ઠરાવ
હજુરમાં=નજર આગળ, રૂબરૂમાં
લાંચીઆ=લાંચ લેનાર
લાંચ=પોતાની નોકરીને અંગે વગર પૈસે કરવું જોઇએ તેવા કામ માટે છુપી રીતે પૈસા લેવા તે
ગુસ્સો=ક્રોધ
દ્રવ્ય=ધન
માનીતો=વહાલો
સાર=લાંચ લેનારના બુરા હાલ થાય છે

પાઠ ૨૧ મો

આખલો=સાંઢ, બળદ
કાયર થયો=કંટાળી ગયો
આંકી=નિશાની કરી
ફાટયો=ખૂબ જોરાવર થયો
માતેલા=ખાઇને મસ્ત થએલા, ગર્વિષ્ઠ
ગર્વ=અહંકાર, અભિમાન
નીચ=હલકા, દુર્બળ
જબરા=જોરાવર
નબળા=બળવગરના
તારા જેવા નબળા પર હાથ ચલાવવો ઘટતો નથી=તારા જેવા નબળાને મારવું વાજબી લાગતું નથી
પલકમાં=જરાવારમાં
કચરી=ચગદી, છુંદી
યુક્તિથી=કળાથી, ખુબીથી
તોબા તોબા પોકરાવી=કાયર કરી નાખ્યો, ગર્વનો નાશ કરી નરમ બનાવી દીધો
કાલાવાલા=આજીજી
ફુલાઇ ગયો=અભિમાની થયો
શેરને માથે સવાશેર હોય=એકથી સરસ બીજો હોયજ
લાગ=તક, દાવ
ઉતારૂં=ઓછો કરૂં

જાળું=કરોળીઓ જંતુ પકડવા માટે તાંતણાની જે જાળી ગોઠવે છે તે
સપડાયો=પકડાયો
નમ્ર=ગરીબ, નમીને ચાલનાર
માઠાં=ખરાબ
ફળ=પરિણામ

સાર:-ગર્વ કરવો નહિ ને કોઈને હલકો ગણવો નહિ

## પાઠ ૨૨ મો.

પુસ્તકાલય=પુસ્તકો રાખવાનું ઠેકાણું જ્યાં વાંચવા લાયક પુસ્તકો રાખ્યાં હોય તે, લાઇબ્રેરી
મોટા માણસો=પ્રખ્યાત માણસો
વૃત્તાંત=જીંદગીની હકીકત, હેવાલ
બાળપણ=નાનપણ
બહાર પડયું=છપાયું
જાણવાજોગ=જાણવાલાયક
ઇચ્છા=મરજી
વાંક=ગુનો
ધમકાવ્યા=ધમકી આપી, ડર બતાવ્યો
હિંમત=ધારજ
દીલગીરી=ખેદ, શોક
રૂપેરી=રૂપાની (રૂપા જેવા સફેદ રંગની)
કળીઓ=ઉઘડયા વગરનાં ફુલો
સોનેરી=સોનાની (સોના જેવા પીળા રંગનાં)
કીંમત=મુલ
ખરેખર=નક્કી
પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય છે=પુત્ર ભવિષ્યમાં કેવાં લક્ષણવાળો થશે તે જ્યારે પારણામાં રમતો હોય ત્યાંથીજ માલમ પડે છે.
લક્ષણ=ટેવ સ્વભાવ, ગુણ
અધિકારી=અમલદાર
પંકાયો=વખણાયો. ( જોર્જ વોશિંગ્ટન આગળ જતાં એક મોટા રાજ્યનો મુખી થયો તે દુનિયાના મહાન પુરૂષોમાંનો એક ગણાય છે.)

સાર:-જોર્જ વોશિંગ્ટનની માફક સદા સાચું બોલવું

## પાઠ ૨૩ મો.

સુલતાન=મોટો મુસલમાન રાજા
પ્રખ્યાત=જાણીતો
ઉમરાવો=અમીરો
ફકડીને=ઘણીજ
આરામ=વિસામો
ફકીર=મુસલમાન સાધુ
બંદગી=પ્રાર્થના
નામદાર=પ્રખ્યાત પુરૂષ, નામીચા
    પુરૂષ
પાક=પવિત્ર
અલ્લા=ખુદા, પરમેશ્વર
એહસાન=ઉપકાર
ડોલચું=ડોલ જેવું વાસણ
ભાવથી=હેતથી
શાન્ત થયો=ઠંડો થયો, ફીકર મટી
    ગઇ
વિનંતી=અરજ
જાગીર=ઇનામી જમીન કે ગામ
મોટા માણસ=ભારે અધિકારવાળા
    અમલદારો, અમીરો, રાજા-
    ઓ, શ્રીમંતો વગેરે
શાન=સમજણ
કાન હોય છે સાન હોતી નથી=
    સાંભળે છે પણ નજરે જોઇ
    વિચાર કરતા નથી
સાંઇઆવા=ફકીર બાપુ
અંદેશો=વહેમ, શક
માનીતો=વહાલો
ઝવેર=હીરા, માણેક, મોતી વગેરે
ઝવેરખાનું=ઝવેરાત રાખવાનું ઠેકાણું
અદેખાઇ=ઇર્ષા, કોઇનું સારૂં જોઇને
    મનમાં બળવું તે
ઇલાજ=ઉપાય
કાન ભંભેરવા લાગ્યા=ખોટી ખોટી
    વાતો કહેવા લાગ્યા
બંદગી=પ્રાર્થના
અસલ સ્થિતિ=પહેલાંની હાલત
પ્રધાન=મુખ્ય કારભારી, દિવાન
ઇર્ષાખોર=અદેખા, ઇર્ષા કરનાર
દેશનિકાલ=દેશમાંથી બહાર કાઢી
    મૂકવા તે

સારઃ—કાને સાંભળેલી વાત સાચી માનતા પહેલાં નજરે જોઇ ખાતરી કરવી.

## પાઠ ૨૫ મો.

ગુનો=વાંક

કબુલાત=કબુલ કરવું તે, માની જવું તે
જાણી જોઇને=મરજીથી
કસુર=વાંક, ગુનો
કદાચ=વખતે
જાણે અજાણે=જાણતાં અથવા નહિ જાણતાં
ગુનેગાર=ગુનો કરનાર
નારાજ=નાખુશ
ઉદાસ=દીલગીર
તળે=નીચે
કશો=કાંઇ
દોષ=વાંક
સજા=શિક્ષા
સહન કરૂં=વેઠું, ખમું
કબુલ કરે=માની જાય
સદ્ગુણી=સારા ગુણવાળાં
નીવડે છે=થાય છે.

**સાર:**—ગુનો કરવો નહિ પણ કદાચ થઇ ગયો તો કબુલ કરવો.

**પાઠ ૨૬ મો.**

મજાની=સારી
બાળાઓ=છોકરીઓ
હોંસે હોંસે=ઉમંગથી
મીઠાં=મધુરાં, સારાં
રંગબેરંગી=જુદા જુદા રંગનાં
ગળપટા=ગળે બાંધવાના પટા
નામાં=ઉપજ ખરચનો હિસાબ માંડવો તે
ઘાટ=આકાર
સંગ્રહસ્થાન=જોવા લાયક ચીજો જોવા સારૂ જે સ્થળે એકઠી કરી રાખી હોય તે જગા
સાહ્દીઓ=ચટાઇઓ
તલ્લીન=એકચિત્ત, જે કામ કરતી હોય તેમાંજ મન રાખતી હોય તેવી
ખુબી=નવાઇ જેવી વાત
કેળવાય છે=કસાય છે, ખીલે છે
મહેતીજી=મુખ્ય સ્ત્રી શિક્ષક
ગુણી=સારા ગુણવાળાં
શિક્ષક=શિખવનાર
વિવેક=યોગ્ય માન આપવાની રીત
સલાહસંપથી=હળીમળીને
માનું શિક્ષણ=મા શિખવે તે
સારી ચાલની=સારી રીતભાતની
વિલાયત=સાહેબ લોકોનો દેશ

**સારઃ**—દીકરીઓને પણ ભણાવવી.

**પાઠ ૨૭ મો.**

સંઘરો કરવો=એકઠું કરવું
કુદરત=ઈશ્વરની બનાવટ
અવલોકન=બારીક તપાસ
ધ્યાન દઈને જોવું તે
રાજધાની=રાજા રહેતો હોય તે ગામ
ઇમારતો=મોટાં મકાનો
કિલ્લો=ગઢ, ગામને ફરતી જાડી ને મજબુત દિવાલ
રચના=બનાવટ
બાંધણી=બાંધ કામ
ખાણુ=અનાજ ભરી રાખવા જમીનમાં ખોદી રાખેલા ઉંડા ખાડા
દુકાળ પડે=અનાજ ન પાકે
ખાનગી=પોતાની
સળી જાય=અંદર જીવ પડી જાય
ભુકરો=એક જાતનો પોચો પત્થર
ગંજી=ઘાસનો ખડકેલો ઢગલો
સવાલ=પ્રશ્ન
અગત્યની=જરૂરની
આગગાડી=આગથી ચાલતી ગાડી
આગબોટ=આગથી ચાલતી હોડી
સાધન=જેની મદદથી કામ થાય તે
પુષ્કળ=ઘણું
નાણું=ધન
દ્રવ્ય=નાણું
સુકાળ=સારૂં વરસ
અવારનવાર=વારાફરતી વખતો વખત

**દોહરો.**

કણ=દાણા
સંગ્રહ કરે=એકઠા કરે
જંતુ=જીવડાં
વસે=રહે
દરે=દરમાં
સંપે=હળીમળીને
સદા=હંમેશાં
સંઘાત=સાથે

**અર્થઃ**—જુઓ, કીડી જંતુની જાત છે તો પણ દાણાનો સંગ્રહ કરે છે. વળી બધી દરમાં સાથે હળીમળીને રહે છે.

**સારઃ**—પોતાની શક્તિ પ્રમાણે સંગ્રહ કરવો.

### પાઠ ૨૮ મો.

પરબ=મુસાફર લોકોને મફત પાણી પાવાની જગા
આશ્ચર્ય=નવાઇ
કઠિયારો=લાકડાં કાપીને વેચનારો
બિચારા=જેની ખબર લેનાર કોઇ ન હોય તેવા
વિસામો ખાશે=આરામ લેશે, થાક ઉતારશે
ભાટીઆ=હિંદુની એક નાત છે
ધર્માદાના=પુણ્યના, ધર્મના
ઉપજ=પેદાશ, કમાણી
દીલ=મન
આશીર્વાદ=સારી દુઆ, આશીષ
ગૃહસ્થ=ઘર બાંધીને રહેનાર ધનવાન
ટાળવા=મટાડવા
મનોહર=મનને હરે તેવી
શીતળ=ઠંડી

**સારઃ**—ઉપજમાંથી અમુક ભાગ ધર્માદામાં ખર્ચવો

### પાઠ ૨૯ મો

શેખચલ્લી=ખોટા વિચાર કરનાર
તર્કપ્રસાદ=નવા નવા વિચાર કરનાર
ગુરુ=વિદ્યા આપનાર
તર્ક=વિચાર
ઉઠાવે=કરે, ગોઠવે
પાર=છેડો, અંત
ઠરાવી=નક્કી કરી
ઘાડવો=ઘડો, ઘી ભરવાનું માટીનું વાસણ
ડોકું ધુણાવી=માથું હલાવી
તરંગ=વિચાર
ઠપકો આપ્યો=શરમ લાગે તેવા શબ્દો કહ્યા
ઘર ભાંગ્યું=સ્ત્રી ને છોકરાં ગયાં
ખોટા તર્ક=નકામા વિચારો
નકામા=કામ વગરના
ગાળ્યા=કાઢયા
ઠેકાણે પડયો હોત=કામ આવડી ગયું હોત
પંડિતોની સભા જીતવી=પંડિતોની સભામાં વિદ્યાની ચર્ચામાં સૌ કરતાં સરસ દેખાવું
ધન=પૈસો
ચેતવ્યો=ભૂલ બતાવીને સમજાવ્યો

**સારઃ**—નકામા વિચાર કરવા નહિ

### પાઠ ૩૦ મો.

ફરીથી=બીજીવાર
નારાજ=નાખુશ
ગભરાઓ=મુંઝાઓ
સપાટો=ઝપાટો, જોશ
દોષ=વાંક
ગોથું ખાઇ=ચક્કર મારી
ગુસ્સે થઇ=ક્રોધે ભરાઇ
કાયર=નાહિંમત, કંટાળેલા
પ્રયાસ=મહેનત
ફાવ્યો=સફળ થયો
આસમાન=ગગન, આકાશ
છેક=તદ્દન
હરખથી=આનંદથી
ઘરભણી=ઘર તરફ
સાર:-ફરીથી કરવાની ટેવ શીખવી

### પાઠ ૩૨ મો.

સેવા=ચાકરી, નોકરી
બજાવેલી=કરેલી
ગાયકવાડ સરકાર=વડોદરા સંસ્થાનના રાજા
વંશપરંપરા=વંશ ચાલે ત્યાંસુધી
ભોગવટો=ભોગવવું તે, ઉપભોગ કરવો તે
બદલો=સાટું
સાંતી=જમીન ખેડવા, વાવવા, વગેરેનાં ઓજારો; હળ વગેરે
સાંતીની જમીન=સાંતીથી ખેડી શકાય તેટલી જમીન
ઉંચા પ્રકારની=સારી જાતની
લાડમાં=મોજમાં
ઉછરેલો=મોટો થએલો
સાથી=ખેતીના કામ માટે રાખેલા નોકરો
પાક=પેદાશ
સાથીઓના ઘર ભરાયાં=પેદાશ બધી સાથીઓના ઘરમાં ગઇ
પુંજી=ભેગી કરેલી દોલત
ડહેલી=ઘરના બારણામાંની બેસવાની જગા
ભરોસો=વિશ્વાસ
આપ સમાન=પોતાના જેવું
મેઘ સમાન=વરસાદના જેવું
જળ=પાણી
આપ સમાન બળ નહિ=આપણું કામ માટે આપણે જેટલું બળ કરીએ તેટલું બીજો ન કરે

મેઘ સમાન જળ નહિ=વરસાદના જેવું પાણી નહિ ( નદી, કુવા, તળાવ વગેરેમાંથી પાકને ગમે તેટલું પાણી પાવામાં આવે પણ વરસાદ જેટલું તો નજ મળે)
મારી જાતે=મારી મેળે
ખાતરી=વિશ્વાસ

સારઃ–પોતાનું કામ જાતે કરવું.

## પાઠ ૩૩ મો.

ચોકખાઈ=બધું સાફ રાખવું તે
બેનપણી=સહીઅર
પીડાય છે=દુઃખી થાય છે
ખોટું=માઠું, ખરાબ
નિરોગી=રોગ વગરનું
ઠામ ઠામ=ઠેકાણે ઠેકાણે
જંતુઓ=ઝીણાં જીવડાં
પાકે છે=ઉત્પન્ન થાય છે
ખૂણે ખોચરેથી=ખૂણા ને એવી જગામાંથી
પાથરણું=પાથરવાનું કપડું
શ્વાસ=શરીરમાં હવા લેવી તે
વાટે=રસ્તે
આવજા=આવવું ને જવું
બિછાનાં=સુવા માટે પાથરેલાં ગાદલાં, વગેરે
ભિનાશ=ભેજ
ભોંયમાં મરે છે=જમીનમાં ઉતરે છે
લકવો=એક જાતનો રોગ એથી શરીરનો કોઇપણ ભાગ જુઠો થઇ જાય છે
ચકલી=પિત્તળની કે લોઢાની પેચવાળી વાંકી નળી, સકાવો
જાજરૂ=સંડાસ, પાયખાનું
ખાળ=મેલું પાણી જવાનો રસ્તો
મોરીઓ=મોટી ખાળો, ગટરો
ઝાડીઝુડી ચોકખું કરવું=ખૂબ ઝાપટીને વાળવું તે
દુર્ગંધી=ખરાબ વાસ
પીડા=દુઃખ
ખુલી રીતે=બરાબર રીતે

સારઃ–ચોકખાઈ રાખવી

## પાઠ ૩૪ મો.

રાણી=રાજાની સ્ત્રી
ઊંચા ગુણવાળા=સારા ગુણવાળા
પ્રાણથી=જીવથી
વૃદ્ધ=ઘરડા
પાટવી=ગાદીના હકદાર, સૌથીમોટા

પાટ=ગાદી
નિશ્ચય=નક્કી ઠરાવ, ચોકસ વિચાર
સમાચાર=ખબર
મોસાળ=મામાને ઘેર
દાસી=રાણીનું ઘર કામ કરનારી ચાકરડી
અદેખાઇ=ઇર્ષા કોઇનું સારૂં જોઇ મનમાં બળવું તે
પ્રીતિ=હેત
ઉથાપશે=ફેરવશે
ફળ=પરિણામ
સંદેહ=શંકા, વહેમ
સલાહ=વિચાર, મત, અભિપ્રાય
વરદાન=માગશો તે આપીશ એવું વચન આપવું તે
વનવાસ=વનમાં વસવું તે
હઠ=જક્ક, મમત, જીદ
અણસમજુ=સમજણ વગરની, મૂર્ખ
શોક=દીલગીરિ
રાજા દશરથે દેહ મૂક્યો=રાજા દશરથ મરણ પામ્યા
ધિક્કાર=તિરસ્કાર, ફિટકાર
તપકરવું=વનમાં જઇ, એક સ્થળે રહી કંદમૂળ ખાઇ શરીરને કષ્ટ દઇ પ્રભુનુ ભજન કરવું તે

સારઃ—નઠારા સ્વભાવવાળાં દાસદાસી રાખવાં નહિ.

ટીપઃ-દશરથ રાજાએ કૈકેયી ને બે વરદાન આપેલાં તેના સમય

પહેલું વરદાન-દશરથ રાજા દૈ. ત્યો સાથે લડવા ગયા હતા તે વખતે.

બીજું વરદાન-દસરથ રાજાની આંગળી પાકી હતી તે વખતે.

### પાઠ ૩૫ મો.

નટ=અંગકસરતના ખેલ કરનાર
જોસથી=જોરથી
માણેકચોક=અમદાવાદમાં એ નામનું બજાર છે
અંગકસરત=શરીરની કસરત
ખુબી=ચાલાકી, યુક્તિ
ગુલાટ=માથું નીચે રાખી શરીરને ફેરવી નાખવું તે
નાચ=ધીમે ધીમે ને ચતુરાઇથી ચાલવું કુદવું તે
ઝગકારા=ચમકારા
શાબાશ=ધન્ય

દરકાર=પરવા, કાળજી
સ્થિર=હાલે ચાલે નહિ તેવો
સફાઇથી=ચાલાકીથી, યુક્તિથી
ચમત્કારવાળા=નવાઇ જેવા
ખેલો=રમતો
નજરબંધી=જોનારાની નજર બાંધી લેવી તે
ખુબીદાર=ખુબીવાળા, નવાઇજેવા
કેળવે છે=મજબુત બનાવે છે
ગુજરાન=ભરણપોષણ

**સારઃ**—કસરતથી શરીર જેમ વાળવું હોય તેમ વળે

**ટીપઃ**—માણેકનાથ નામના સાધુ પરથી માણેકચોક નામ પડયું છે.

**સાર**—કેટલાક લોકો એમ માને છે કે નટ લોકો જાદુ કરે છે તે જાદુથી જોનારાની આંખને ભૂલાવામાં નાખે છે એટલે પોતે ધાર્યું હોય તેજ જોનારા જોઇ શકે બીજુ કંઈ જોઇ શકે નહિ આને નજરબંધી કહે છે પણ તે ખોટી વાત છે

## પાઠ ૩૭ મો.

વિદ્યા=જાણવા યોગ્ય કળા
સાહેબ=ગોરા લોક
મડમ=ગોરા લોકની સ્ત્રી
જંગલ=જ્યાં ઘણાં ને પાસે પાસે ઝાડો ઉગેલા હોય તે જગા, વન
પાદરી=ખ્રીસ્તી ધર્મનો ઉપદેશ કરનાર
ઉપદેશ=બોધ
ઇમારતી=ઇમારત બાંધવાના કામમાં આવે તેવાં
ઇમારત=મોટું મકાન
સંબંધમાં=મેળાપમાં, સહવાસમાં
અભણ=ભણ્યા વગરના, મૂર્ખ
દેવળ=પ્રભુભજન કરવાની જગા
બાંધકામ=મકાન, વગેરે બાંધવાનું કામ
કુશળ=હોશિયાર
કાટખુણો=બાંધકામના ઉપયોગનું એક ઓજાર
આશ્ચર્ય=નવાઇ
ઓજારો=હથિયારો.
અચરજ=નવાઇ
કને=પાસે
ડહાપણ=સમજણ

**સારઃ**—દરેક વિદ્યા એવી છે કે તે નહિ જાણનારને નવાઈ પમાડે છે.

# ત્રીજી ચોપડી–ભાગ ૨ જો.

## પાઠ ૩૮ મો.

નમુનો=ઘાટ, અટકાવ
ધરમપુર=સુરત એજન્સિમાં મોટું ધામ છે
ભાટ=એક જાતના લોક, તે વાર્તાઓ કરી કરી ગુજરાન ચલાવે છે
મોટા પુરુષો=પ્રખ્યાત માણસો
જોડે=સાથે
પારડી=સુરત જિલ્લામાં ગામ છે
વલસાડ=સુરત જીલ્લામાં ગામ છે
પાર=સુરત જિલ્લામાં નદી છે
વહેણ=પાણીનું વહેવું તે
ડુંગર=જમીનનો જે ભાગ આજુબાજુની જમીનથી ઉંચો થઇ ગયો હોય તે
પારનેરા=સુરત જિલ્લામાં ડુંગર છે
કિલ્લો=ડુંગર પર બાંધેલો ગઢ
ખંડેર=પડી ભાગેલું બાંધકામ
સપાટ મેદાન=સરખી જગા
શિખર=ટોચ, ડુંગરનો અણીદાર ભાગ
મુશ્કેલ=અઘરું
ચઢાવ=ચઢવાની જગા
કુંડ=ચારે તરફ પગથીઆંવાળાં કુવા
દિવાલો=ભીંતો
બુરજ=કિલ્લાનો ઉંચો ગોળ ચણેલો ભાગ
મેર=તરફ, બાજુ
દરીઓ=ખારા પાણીનો મોટો ભંડાર
કસબો=મોટું ગામ
ઓરંગા=સુરત જિલ્લામાં નદી છે
રૂપેરી=રૂપા જેવો ધોળો
પ્રવાહ=પાણીનું વહેવું તે
ભુતસર=સુરત જિલ્લામાં ગામછે.
તળાવ=પાણીનો મોટો ખાડો
તળેટી=ડુંગરની આજુબાજુની નીચી જમીન
મેદાન=સપાટ જમીન
બગવાડા=સુરત જિલ્લામાં નાનું ગામ છે
ડુંગરી=જમીનનો જે ભાગ આજુબાજુની જમીનથી થોડો ઉંચો

થઇ ગયો હોય તે, ધાર
ખીણ=બે ડુંગર વચ્ચેની નીચી જગા
પગથી=કેડી, પગથીજ ચલાય તેવો સાંકડો રસ્તો
રમણીય=સુંદર
સપાટાબંધ=એકદમ, ઘણીજ ઝડપથી
નમુનારૂપ=નમુનાજેવો
આકૃતિ=આકાર
ઘાટ=આકાર
ઘટે=યોગ્ય લાગે

### પાઠ ૩૯ મો.

ટેકરો=જમીન વધીને ઉંચી થઈ હોય તે
પર્વત=ઉંચા ને ઘણે સુધી વધેલા ડુંગર
બોડા=ઝાડપાન વિનાના
ભેખડો=પત્થર કે મટોડીના મોટા ટેકરા
સીધા ચહાડવાળા=જેનાપર ચડવાનું સીધું હોય તેવા
દેવસ્થાન=દેવનું મંદિર, દેવળ
દેવકી ઉનાઇ=સુરત એજન્સીમાં વાંસદા પાસે ઉના પાણીનો કુંડછે
લસુંદ્રા=ખેડા જિલ્લામાં કપડવંજ પાસે ઉના પાણીના કુંડને માટે પ્રખ્યાત છે
પીગળેલો=ગરમીથી પ્રવાહી થએલો
નજીક=પાસે
ઝરણ=જમીનમાંથી પાણીનું બહાર ટપકવું તે
પૂલ=પાણીપર બાંધેલો રસ્તો

### પાઠ ૪૦ મો.

ફરફર=પાણીનાં બારીક ટીપાં
મેળાપ=ભેગા થવું તે.
પચી જાય છે=નીચે ઉતરી જાયછે
વહેળા=નાની નદીઓ
નદી= મીઠા પાણીનો મોટો પ્રવાહ નીચી જગા તરફ વહે છે તે
શકિત=બળ
ધોધ=ઉંચેથી નીચે પડતું પાણી
સપાટામાં=એકદમ
પુષ્કળ=ઘણી
મુખ=નદી સમુદ્રને મળે તે જગા
નદીવાટે=નદીને રસ્તે
તળાવ=પાણીનો નાનો ખાડો

સરોવર=પાણીનો ઘણો મોટો ખાડો
નખી=આબુ ઉપર તળાવ છે
સરિતા=નદી
નિર્મળ=મેલ વગરનું, ચોકખું
નીરે=પાણીથી
તરૂ=ઝાડ
તીરે=કાંઠે
રંગીત=રંગનાં
ચિત્રવિચિત્ર=ભાતભાતનાં
ગમ્મત=મઝા, આનંદ
પશુ=ચાર પગવાળાં જનાવર
નિશ્ચય=નક્કી
કિનારે=કાંઠે
જળપાન=પાણી પીવું તે
પિછાણીએ=જાણીએ

પાઠ ૪૧ મો.

ખલાસી=વહાણ હંકારવાનો ધંધો કરનાર
આગબોટ=અગ્નિથી ચાલતી બોટ
દરીઓ=ખારા પાણીનો બહોળો જથ્થો, સમુદ્ર, સાગર
મહાસાગર=મોટો સમુદ્ર
બહોળો=ઘણો મોટો
ખાર=ખારો પદાર્થ
ભરતી=સમુદ્રના પાણીનું ઉંચે ચઢવું તે
ઓટ=સમુદ્રના પાણીનું નીચે ઉતરવું તે
ભરતી ઓટ=સમુદ્રના પાણીનું ચઢવું ને ઉતરવું તે
મોજાં=છોળો, પાણીનું ઉંચું થવું તે
ખડક=પત્થર
ભુરૂં=ધોળું ને કાળું
ચકચકતા=ચળકતા, તેજવાળા,

પાઠ ૪૨ મો.

હજીરા=તાપી નદીના મુખ આગળ એ નામની જગા છે
મછવો=હોડી
જ્ઞાન=સમજણ
ટંડેલ=વહાણ ચલાવનારો મુખ્ય ખલાસી
માહિતી=સમજ
ભૂગોળવિદ્યા=પૃથ્વીના ગોળાની વિદ્યા
પુરતી=પુરેપુરી, જોઇએ તેટલી
મગીઆ=મગના દાણા જેવડી
નિશાન=એંધાણ, નિશાની
ભૂશિર=જમીનની અણી લાંબી થઈ

સમુદ્રમાં ગઈ હોય તે (જમીનનું માથું)
અખાત=સમુદ્રનો ફાંટો લાંબો થઈ જમીનમાં ઘુસે તે
ઉપસાગર=નાનો દરીઓ, બહુ પહોળો ને જમીન તરફ ઘણો વધી ગએલો અખાત
બેટ=ચારે બાજુ પાણી ફરી વળ્યું હોય તેવો જમીનનો ભાગ, ટાપુ
પુષ્કળ=ઘણી
કાંપ=પાણીમાં ઘસડાઇ આવેલો કાદવ,
દ્વીપકલ્પ=ત્રણ બાજુએ પાણી ને એક બાજુએ કોરી જમીન હોય તેવો જમીનનો ભાગ
ક્રિયા=કામ
સામુદ્રધુની=સમુદ્રને સાંધનારી, પાણીના બે મોટા ભાગને સાંધનારો પાણીનો નાનો ભાગ
ખાડી=ઘણી પહોળી સામુદ્રધુની

પાઠ ૪૩ મો.

કારીગરો=હુન્નરી લોકો
આરામ=વિસામો
વસવાયાં=સુથાર, લુહાર, કુંભાર વગેરે ગામની વસ્તીનું કામ કરનાર
આરા=પૈડાની વચમાંના ઉભા લાકડાના કકડા
વાસલો=સુથારનું એક ઓજાર
છોડું=લાકડામાંથી છુટો પાડેલો પાતળો ભાગ
ટકાઉ=લાંબી મુદત ટકે તેવું
જોસબંધ=ઘણા જોરથી
ધમણ=દેવતા ફુંકવાની ચામડાની કોથળી
ચોપાસ=ચારે બાજુ
વાટો=લોઢાનો ગોળ પાટો
સજ્જડ=મજબુત, સખત
કુંભારવાડો=કુંભાર લોકો રહેતા હોય તે જગા
કોસ=ગાઉ
ત્રાળકા=જેનાપર કાંતેલું સુતર વિટાળવામાં આવે છે તે કામડીનો ઘાટ
તાણાવાણા=વણવાની સાળપર જે આડા ને ઉભા દોરા રાખવામાં આવે છે તે
ખાદી=પાણકોરું, ગજી
જાજમ=ભોંયપર પાથરવાનું લુગડું

ખોળીઆં=ઉપલાં પડ
શણ=ભીંડી જેવા રેસા

પાઠ ૪૪ મો.

ખેલતા=રમતા
છુટ્ટી=રજા
ગિલ્લીદંડા=મોઈદંડા
લ્હાડો વળવાનો=ફાયદો થવાનો
ફેર=તફાવત
માળ=મેડા
કિલ્લો=લડાઇના સામાન રખાતો હોય તેવો ગઢ
રોજા=કબરપર બાંધેલાં મકાન
મસીદ=મુસલમાનોને નિમાજ પઢવાનું મકાન
કોતર કામ=કોતરીને કરેલું કામ
આવજા=આવવું ને જવું
બન્દર=માલ વેચાતો હોય તે જગા
મરી=તીખાં
મસાલો=મરચાં, તજ, લવિંગ, એલચી વગેરે પદાર્થો
ખપની=કામની
વરાળયંત્ર=વરાળના જોરથી ચાલતો સંચો
કારખાનું=કામ કરવાનું ઠેકાણું
ઓજારો=હથિયારો
શહેર=ઘણું જ મોટું ગામ

પાઠ ૪૫ મો.

તગડી=અમદાવાદ જિલ્લામાં ધંધુકા પાસે ગામ છે
મુખી=ગામનો મુખ્ય માણસ, પોલિસ પટેલ
કચેરી=ઓફિસ, કોર્ટ
અમલદાર=હુકમવાળો, સત્તાવાળો
તગાવી=ખેડુત લોકોને ખેતીના કામ માટે સરકાર રૂપીઆ વ્યાજે આપે છે તે
મહેસુલ=જમીન ખેડવા બદલ સરકારને ભરવાના રૂપીઆ
વસુલ થયા=આવી ગયા
હદ=સીમા, છેડો, નિશાની
ફેરણી કારકુન=જમીનની હદના નિશાન તપાસનાર, સરકલ ઇન્સ્પેક્ટર
દુરસ્ત કરાવવું=ભાગેલું સુધારવું
ઓવરસીઅર=સરકારી બાંધકામપર નજર રાખનાર અમલદાર
વાગડ=કચ્છમાં ગામ છે
તજવીજ=તપાસ, ચોકસી
ફોજદાર=પોલિસનો ઉપરી અમલદાર

સામલતદાર=તાલુકાનો મુખ્ય અમલદાર.
મુકરદમો=કેસ, કોર્ટમાં ચાલતી તપાસ
સાક્ષી આપવા=જાણીતી હકીકત કહેવા
સાક્ષી=હકીકત જાણનાર
જમાદાર=ફોજદારના હાથ નીચેના અમલદાર
રજુ કીધા=હાજર કર્યા
ખૂટતા=ઘટતા
હેરાન=દુઃખી
સખ્તી=જોરજુલમ, જબરજસ્તી
કંમરે=કેડ ઉપર
લપેટી=વીંટી
નાયક=મુખ્ય પટાવાળો
તિજોરર=તિજોરીનો હિસાબ રાખનાર
રસીદ=પહોંચ પૈસા મળ્યા બદલની પાવતી
કારકુનો=લખવાનું કામ કરનાર
વેચાણ=વેચી નાખવું તે
ગીરો=રૂપીઆ લઈ અમુક મુદત સુધી આપવું તે
ખત=કાગળપર લખેલો લેખ
હવાલદાર=થોડા સિપાઇનો ઉપરી
છોબંધ=ચુનાથી બાંધેલું
દવાખાનુ=દવાનું ઠેકાણું
દાક્તર=દવા આપનાર
કોચતો=કાણાં પાડતો
શીતળા=શીળી, સૈયડ, બળીઆ
ચેપ=રસી

## પાઠ ૪૬ મો.

તાલુકો=ઘણાં ગામડાંનો જત્થો
જિલ્લો=પાંચ, ૭ કે વધારે તાલુકાનો જત્થો
વિભાગ=કેટલાક જિલ્લાનો જત્થો
ઉત્તર વિભાગ=અમદાવાદ, ખેડા, પંચમહાલ, સુરત, ભરૂચ ને થાણા જિલ્લાનો જત્થો
વહીવટ=કારભાર
કમિશનર=વિભાગનો મુખ્ય અમલદાર
કલેકટર=જિલ્લાનો મુખ્ય અમલદાર
ઠરાવ=ચુકાદો, ફેંસલો
માફ કરવા=છોડી દેવા, નહિ લેવા
મુલતવી રાખવા=થોડો વખત બંધ રાખવા

અગત્યનાં=જરૂરનાં, કામનાં
મુંબઇ સરકાર=મુંબઇ ઇલાકાનો કારભાર ચલાવનારી મંડળી
ઓછોવત્તો=થોડો ઝાઝો
કેળવણી ખાતું=લોકોને કેળવણી આપનાર ખાતું
ઇન્સ્પેક્ટર=તપાસ રાખનાર, ઉપરી
સુખાકારીખાતું=લોકોના સુખ માટે પ્રયત્ન કરનાર ખાતું
ડેપ્યુટી=મુખ્ય અમલદારના હાથ નીચેના
બાંધકામખાતું=મકાનો વગેરે બાંધનારૂં ખાતું
વડા=મુખ્ય
ઇજનેર=બાંધ કામમાં હોંશિયાર અમલદાર
અરજી=અરજ, વિનંતી કરેલો કાગળ
જાહેર રસ્તા=બધા લોકો આવજા કરી શકે તેવા રસ્તા
તાલુકાબોર્ડ=તાલુકાનાં કેટલાંક કામ કરનારી સભા
જિલ્લાબોર્ડ=જિલ્લાનાં કેટલાંક કામ કરનારી સભા
સંમતિ=મંજુરી, પરવાનગી, રજા
લેણદેણ=લેવું દેવું તે
મુન્સફ=લેણ દેણ સંબંધી દાવા ચુકવનાર ન્યાયાધીશ, સબ જડજ
માથે=ઉપર
જડજ=જિલ્લાનો મુખ્ય ન્યાયાધીશ
સબ ઇન્સ્પેકટર=ઇન્સ્પેક્ટરના હાથ તળેના અમલદાર
સિવિલસર્જન=જિલ્લાનોમુખ્યદાક્તર વાઢકાપમાં ઘણોજ કુશળ અમલદાર

પાઠ ૪૭ મો.

અધિકારી=અમલદાર
પરીક્ષા લેવા=તપાસણી કરવા
જોડે=સાથે
ગોરા સાહેબ=યુરોપીઅન લોક
બીના=હકીકત, વાત
રેલ=પુર
મહેરબાની=દયા
પરવાનગી=રજા
દયાળુ=દયાવાળા
નાલાયક=લાયક નહિ તેવું
નિરાશ=નાઉમેદ, આશાભંગ
કોરટ=કચેરી
ખૂન કરવું=કોઇને જીવથી મારી નાખવું
મુકરદમો=કેસ
જુબાની=મોઢેથી કહેલી હકીકત
ચુકાદા=ફેંસલા
ચુકાદા સામે=ફેંસલા વિરૂદ્ધ
નીમ્યા=ગોઠવ્યા

# ત્રીજી ચોપડી ભાગ ૩ જો.

## પાઠ ૪૮ મો.

મઝાની=સારી
શિક્ષક=શિખવનાર
નદીનું મૂળ=જ્યાંથી નદી નીકળે છે તે જગા
ચિક્કાર=બંને કાંઠા સુધી ભરપુર
ચગું=કાંપ, કાદવકચરો
નદી વાટે=નદીને રસ્તે
ઝરણ=જમીનમાંથી ટપકતું પાણી
સખ્ત=કઠણ, મજબુત
બરફ=ઠરીને નક્કર થઈ ગએલું પાણી
કરા=બરફના કાંકરા
થીજીને=ઠરીને
સફેદ=ધોળી
કરચો=કણીઓ
છવાઈ=પથરાઈ, ઢંકાઇ
હિમ=બરફ
બાફ=વરાળ
કિરણ=પ્રકાશ
ઝાકળ=શિઆળામાં સવારે ઘાસ કે ઝાડનાં પાંદડાં પર પાણીનાં ટીપાં જોવામાં આવે છે તે

## પાઠ ૪૯ મો.

ચેતાવવાને=સળગાવવાને
ફુકણી=વાંસની ભૂંગળી
ગતિમાં=ચાલતી
પવન=ગતિમાં હોય તેવી હવા
તાજી=નવી, ચોકખી
છાંટવું=ઉપર પાણી રેડી ઠારવું
ગુંગળાઇ=મુંઝાઈ
જોત=બળતું, ભડકો
ચકમક=એક જાતનો પત્થર
દવ=જંગલમાં લાગેલો અગ્નિ

## પાઠ ૫૦ મો.

મિઠાઇ=ખાંડ સાકરવાળા પદાર્થ
કંટાળતો=કાયર થતો
ખરૂં=સાચું
ભાવતું=ખાવું ગમતું
ખાતરી=માનવું તે
જણસો=ચીજો
બેસ્વાદ=સ્વાદ વગરની
ખપ=કામ, ઉપયોગ
માફક=પેઠે
સ્વચ્છ=ચોકખું

નીરોગી=રોગ વગરનું, આરોગ્ય
તાજાં=તુરત આણેલાં, નવાં
સમાન=સરખા, જેટલા
અગર=મીઠું પકવવાની જગા
જુઆળ=ભરતી
સાંભરી લઇ=એકઠી કરીને
મુશ્કેલ=અઘરૂં
સિંધવ=સિંધુ નદીના કિનારા પરના ડુંગરમાંથી નીકળતું મીઠું
જથાબંધ=ઘણુંજ
દેશાવર=બીજે દેશ
ચડે છે=જાય છે

પાઠ ૫૧ મો.

મતલબ=ઇરાદો. મરજી, હેતુ
બરડ=જલદી ભાંગી જાય તેવું
ઓગળી=પાણી સાથે મળી
ચિનાઈ=ચિનની માટીના બનાવેલા
પીગળીને=ગરમીથી પ્રવાહી થઇને
બંધાઇ ગયો=નક્કર થઇ ગયો
ઘાટ=આકાર
ઘટ=ગાઢો, કઠણ
મૂળ રંગ=પ્રથમનો રંગ
આંચ=જરા ગરમી
વિસ્મય=નવાઈ
ગજરો=ફુલનો તોરો
ચૂંટી=તોડી, ખેંચી
ઝાળ=સળગતો ભાગ, ભડકો
આસમાની=વાદળી
ખાસગુણ=મુખ્ય ગુણ

પાઠ ૫૨ મો.

શોખ=પ્રીતિ, ટેવ
વર્ગ=કલાસ
મેજ=મોટું ટેબલ
અફાળી=પછાડી
પહેલ=પાસાં, બાજુ
પહેલદાર=પાસાવાળી, પાસાદાર જે વસ્તુને ભાંગવાથી એક સરખાટના પાસાદાર કકડા પડે તે
હીરો=કોયલામાંથી બનેલું ધોળું ઝવેરાત
માણેક=પત્થરનું બનેલું લાલ ઝવેરાત
લીલમ=પત્થરનું બનેલું લીલું ઝવેરાત
ઝુમ્મર=કાચ કે ધાતુનું ઝાડ જે દીવા નીચે શોભા માટે કરેલું હોય છે
લોલક=ત્રણ પાસાદાર કાચ

### પાઠ ૫૩ મો.

કોદાળી=જમીન ખોદવાનું ઓજાર
સમી કરાવવા=દુરસ્ત કરાવવા, હતી તેવી કરાવવા
પાનું=ધારવાળો ભાગ
ધમણ ધમવા=ધમણ ચલાવવા
એરણ=જેનાપર લોઢું ટીપાય છે તે લોઢાનો ગઠ્ઠો
અચંબો=નવાઇ
ખાતરી=તપાસ
ભરતર લોઢું=કાચી ધાતુનો રસ કરી ઢાળ પાડેલું લોઢું
ઘડતર=ઘડી શકાય તેવું લોઢું
પોલાદ=ખરું લોઢું, ગજવેલ, કોલસા મેળવેલું લોઢું
રવેસ=મા(ળ)નો ઝુલતો ભાગ
કઠેરા=રવેસ પરથી પડી ન જવાય માટે જે આડચ કરી હોય છે તે.
દીવાલ=ભીંત
ખીંટીઓ=ખીલીઓ
સ્ક્રૂ=પેચવાળો લોઢાનો ખીલો
કાનસ=લોઢું ઘસવાની જંતરડી
કંખન=કંકણું
કાચીધાતુ=ખાણમાંથી કાઢેલી માટીકાંકરા સાથે મળેલી ધાતુ
શોધે છે=ચોકખી કરે છે
ભેગ=ભેગ, અંદર ભળેલા બીજા પદાર્થો
પાધરું=પરબારું, બારોબાર

### પાઠ ૫૪ મો.

અંગ=ભાગ
ટટાર=સીધું
અગત્યનું=જરૂરનું
છિદ્રો=કાણાં
વાટે=રસ્તે
આધાર=ટેકો
શોષી=ચૂસી
ઇંદ્રિય=જેના વડે કંઈ કામ કે જ્ઞાન થાય તે.
ઝાડની ઇંદ્રિયો=મુળીઆં, થડ, પાંદડાં, ફૂલ, વગેરે
એકઠું=ભાગ કરીને એક
અડચણ=વિચાર, અટકળ
પચાવવા=લોહીમાં મળવા લાયક કરવા
પરસેવો=ચામડીનાં છિદ્રોમાંથી ની

ઉકળતો પ્રવાહી પદાર્થ
ઉત્પન્ન=પેદા

### પાઠ ૫૫ મો.

ડાખા=નકામા લીટા
છેદ=કાપા, ચીરા
ઝરપે=ઝરે, ટપકે
આરપાર=સોંસરૂં,
ઘડીઆં=પાણી ઉંકના ઘડા
તાડી=નીસો, તાડ કે ખજુરીનો રસ
પાક=ઘીમાં પકવીને બનાવેલ ખાવાનું
ઉપવાસ=ભુખ્યા રહેવું તે
સાબુચોખા=એક જાતનો હલકો ખોરાક
રેસા=તાંતણા, તાર
નિતારી લઇ=ઉપરનું પાણી કાઢી નાખી
હલકા=ઝટ પચે તેવા
ગુણ=ફાયદો

### પાઠ ૫૬ મો.

સુમારે=આશરે
ડુંભી=ડુંડી
સુખળાં=ડુંડોની આજુબાજુ જે ઉભા સોયા જેવા તાર હોય છે તે, મુછો,
ધાન્ય=એક દળીઆં, ઘાસની જાતનાં અનાજ; ઘઉં, બાજરી વગેરે
ઉત્તર હિંદુસ્તાન=હિંદુસ્તાનનો ઉત્તર ભાગ
કઠોળ=બે દળવાળાં અનાજ; મગ, ચણા, તુવેર, વગેરે
એકદળું ઉં=જેને ભાગવાથી બે દાળ થતી નથી તે
પુષ્ટિકારક=કૌવત આપનાર
બરછટ=ખરબચડું
થુલું=લોટ ચાળવાથી નીકળેલો જાડો ને બરછટ ભાગ.
થુલી=થુલાને ઝાટકીને કણીવાળો ભાગ કાઢી લેવો તે
કણેક=ઘઉંના લોટનો બાંધેલો પીંડો
કુમસો=કુકો ને ભરાઉ
ચવાલો=તારની ચાળણી
મેંદો=પરસુદી, ઘણો ઝીણો લોટ
ભુસું=ફોતરા જેવો ભાગ
રવો=કણીદાર લોટ
વાની=ચીજો
આથો=ચઢીને ખાટું થએલું ખીરૂં
જખમ=ઘા
પોટીસ=લોપડી; ગુમડાં વગેરે પક-

વત્તાને બંડી, અળસી વગેરેના
બાંફ઼ી કુગદી કરવામાં આવે
છે તે

પાઠ ૫૭ મો.

ચુંટી લાવો=તોડી લાવો
દાંડી=ડાળીને વળગેલો પાંદડાંનો
ભાગ
જથાબંધ=ઘણું જ
જોડેલાં પાંદડાં=જે પાંદડાંમાં પાંદ-
ડીઓ હોય છે તે પાંદડાં. જેવાં
કે, આમલી, અગથીઆનાં વગેરે
પાંદડાં
કળી=ખીલ્યા વગરનું ફૂલ

પાઠ ૫૮ મો.

ત્રિખંડ જંતુ=ઝીણાં જીવડાં; જેના શ-
રીરના માથું, છાતી ને જઠર
એવા ત્રણ ભાગ હોય તે
ભટક્યા=રખડ્યા
વર્ગ=જાત
જઠર=ખાધેલું પચાવનારી કોથળી
પારખું=ઓળખું, જાણું.
ખૂબસુરત=સુંદર, રૂપાળી
માદા=નારી, સ્ત્રી, પશુ પક્ષીમાં
જે સ્ત્રી જાત છે તે

વૈતરી=મહેનત મજુરી કરનારી
અવસ્થા=સ્થિતિ, હાલત
સ્થિતિ=હાલત
ભાંડુ=ભાઇબેન
પોષણ=ગુજરાન
દર=ભોણ, કાણું
કોશેટો=કોકડી જેવો ઘાટ
નિરાંત=શાન્તિ
અવતાર=જન્મ, એકરૂપ બદલી
બીજા રૂપમાં આવવું તે
હુમલો=હલ્લો

પાઠ ૫૯ મો.

ભાગોળ=દરવાજા બહારની જગા,
પાદર
ધોળાયાં કરતો=વારંવાર યાદ
આવતો
ભાથું=સાથે લીધેલું ખાવાનું
ડરતું=બીતું
સપાટાબંધ=એકદમ
નહોર=અણીવાળા ને લાંબા નખ
ધસારાબંધ=એકદમ ધસીને
ખાંચ=ચીરો
કરાંઠી=તુવેર વગેરેના છોડની સુ-
કાયેલી ડાંખળીઓ

થોભ્યો=ઉભો રહ્યો, અટક્યો
ઉતાર=ઢોળાવ, ઉતરવાનો ઢળતો ભાગ
સરી પડાય=લપસી જવાય, પડી જવાય
ચંધારા=ચકર, તંમર
બારીક=ઝીણી
ગરદન=ડોક
કોહવા=સડવા
પૂરૂં કરે છે=ખાઈ જાય છે
ખાઉધરાં=ખાતાં ધરાય નહિ તેવાં
કમકમાટ=કંટાળો

### પાઠ ૬૦ મો.

સાધારણ=બધે હોય તેવી
ભપકાદાર=ભપકાવાળો, શોભાવાળો
દેખાવડું=સુંદર, રૂપાળું
વલવલાટ=ઠરીને બેસવું નહિ તે
રમુજ=મજા, આનંદ
બદન=અંગ, શરીર
રાખોડીઉં=રાખના જેવા રંગનું
પીઠે=વાંસા ઉપર
પટા=લીસોટા, લીટા
કાબરચીતરી=ઘણી કાળી ને થોડી ધોળી
ગુચ્છા=વાળનો જત્થો
કુમળી=કુંળી, તાજી, નવી
રાક્ષી=ફાડવાના દાંત, બંને બાજુ ઉપર નીચે એકેક હોય છે તે
રૂવાંટી=ઝીણા વાળ
ઘાતકી=ખૂની, જીવને મારનાર
તીણા=ઝીણા ને અણીદાર
ઇજા=હરકત, નુકસાન, પીડા
ઝુમખો=જત્થો
છત=પાટીઆં જડેલો ભાગ
કૌવતવાળા=જોરાવર
ઉપરાચાપરી=ઉપરાઉપર, એક પછી એક
ફાળ=ફલંગ, ઠેકડા
રતુમડો=જરા રાતો
કલ્લા=પુળા
તૂલ=અનાજના છોડ

### પાઠ ૬૧ મો.

બાવાજી=બાપુજી, બાપાજી
સરત દોડયાં=નક્કી કરેલા છેટા સુધી સાથે નીકળીને દોડયાં
હાંફવું=ઉતાવળે શ્વાસ લેવો ને કાઢવો
લાળ=મોઢામાંથી નીકળું થુંક પડે છે તે
ઝરે છે=ટપકે છે, ઝરે છે

પંજો=નહોરવાળાં પ્રાણીના પગનો છેડાનો ભાગ
ગળફી=દોટ
અક્કલવાળું=બુદ્ધિવાળું, ડાહ્યું
ભરોસાદાર=વિશ્વાસુ
મમતાવાળું=માયાવાળું,પ્રીતિવાળું
પત કરતી નથી=ગણકારતી નથી, હુકમ માનતી નથી
ભાવ=પ્રીતિ, હેત
અસલ=પહેલાંનું. જૂનું

પાઠ ૬૨ મો.

ધર્મશાળા=મુસાફર લોકોને મફત ઉતરવાની જગા
ટટાર=સીધા
બરછટ=ખરબચડા, કરકરા
શ્વાસ ખાવું=જડબાં પહોળાં કરી ઉંડેથી દમ કાઢવો તે
નળા=ઢીંચણથી પાટલી સુધીનો પગનો ભાગ
ચહેરા=મોઢાનો ઘાટ
વિકરાળ=બિહામણો, ભયંકર
ટકટકીને=ઘણી સખત
વરૂ=ન્હાર
જાતીવાળું=હિંમતવાન

ડાચું=મોઢું
ભુરાશ પડતી=સહેજ ભુરી
કીકિઆરી=ચીસો, બુમો
પક્કું=પહોંચેલું
ખંધુ=લુચ્ચું
ભારો=જથ્થો
કાપો=ચીરો, ફાટ
વાઢ=શેરડીનું ખેતર
ખંધાઇ=લુચ્ચાઈ

પાઠ ૬૩ મો.

ઘુરકવું=ઘુર ઘુર અવાજ કરવો
ગુસ્સો=ક્રોધ, રીસ
ગમત ખાતર=ગમત માટે, મઝા માટે, આનંદ માટે
પજવોછો=હેરાન કરો છો, દુઃખ દોછો
સહેલાઇથી=જલદી, ઝટ, મુશ્કેલી વગર
ખપ=કામ, ઉપયોગ, જરૂર
જ્ઞાન=સમજણ
ઘોર=ભયંકર, ઘણું જ
મ્યાન=તરવાર રાખવાનું ખોખું
સતાવશો=દુઃખ દેશો, હેરાન કરશો
કાસળ કાઢવું=જડ મૂળથી નાશ કરવો

### પાઠ ૬૪ મો.

અજાયબ થયાં=નવાઈ પામ્યાં
યાળ=સિંહની ડોકપર જે લાંબા વાળ હોય છે તે
ઢલણગાડી=ધક્કા મારવાથી ચાલે તેવી ગાડી
ઘુઘવાટા=ઘુ ઘુ એવા અવાજ
ગર્જના=ઘણો મોટો અવાજ
ગોસ=માંસ
ભો=ડર, બીક
ચાખેલ=સ્વાદીઓ
દેખાવડું=રૂપાળું
ચાઠાં=ગોળાકાર, ટપકાં
આંતરે=ઘેરે, રોકે

### પાઠ ૬૫ મો.

કરોડ=બરડામાંનાં ગાંઠાવાળાં હાડકાં
બિહામણું=બીક લગાડે તેવું
હાડપિંજર=હાડકાનું ખોખું
બેડોળ=કદરૂપું, ખરાબ દેખાવનું
ભરાઉ=ભરેલું
બેશક=શક વગર, ચોકસ, નક્કી
કદરૂપું=રૂપ વગરનું, દેખાવમાં ખરાબ
કૌવત=બળ, જોર
[illegible]=જરૂર
અવયવો=શરીરના ભાગો
થાપા=કમરનાં હાડકાં
સંરક્ષણ=સારૂં રક્ષણ
રેસા=તાંતણા
માંસપેશી=માંસના લોચા, સ્નાયુ
ઉપરાંત=થી વધારે

### પાઠ ૬૬ મો.

કુદરતી=ઈશ્વરે બનાવેલું, જન્મથી મળેલું
ઢીમાં=ઢીમણાં
ગોડ=ઘણાં મોટાં ગુમડાં
રૂઝાતો=મટી જતો
લટ્ટુ=મજબુત
સખત=કઠણ
આળું=જરા અડવાથી દુઃખ થાય તેવું
ભોંકે=ઘોંચે
ખાલ=પડ, ચામડી
કુમળી=નાજુક, દુઃખ ખમી શકે નહિ તેવી
ખોળીઉ=પડ
ગલેફ=ઉપલું પડ
સૂક્ષ્મદર્શક=ઝીણી વસ્તુને મોટી દેખાડનાર યંત્ર

અસંખ્ય=અગણીત, ગણી શકાય નહિ તેટલા
રેખા=લીટી
છિદ્રો=કાણાં
ઋતુ=રત, સમય.

પાઠ ૬૭ મો.

ખાસું=સરસ, મઝાનું
કમાવેલું=કેળવેલું. વાપરવા લાયક કરેલું
ભેજવાળું=ભિનાશવાળું, ભિનું
કોહવા=સડવા
તરડેછે=અંદર ફાટ કે ચીરા પડે છે
ચમારવાડો=ચમાર લોકો રહેતા હોય તે જગા
વાસ=ગંધ
ચમાર=ચામડાં કેળવનાર
ઠરાયું=ઉભા રહેવાયું
રાંપી=ચામડું સાફ કરવાનું એક ઓજાર
જીન=ઘોડાની પીઠ પર રાખવાનો ચામડાનો સામાન
કુમળું=કુણું, નરમ
કુકકર=ભુંડ
મશકો=પાણી ભરવાની કોથળીઓ. પખાલો

પાઠ ૬૮ મો.

ડગલો=કોટ
ઢોરઢાંકર=ઢોર ને એવાં બીજાં
ઢોર=ગાય, ભેંસ, બકરાં વગેરે
ઓઢો=ઝુલ, ઢોરને ઓરાઢવાનું જાડું લુગડું
ગરમાવો=ગરમી, હુંફ
ફેર=ફરક, તફાવત
ઉઠવેઠ=કડાકુટ, મહેનત
પેદાથતા=જન્મતા, ઉત્પન્ન થતા
વાંકડીઆ=વાંકા વળેલા
ભરાઉ=ભરેલા
કામળી=ધાબળા
ટકાઉ=લાંબી મુદત ટકે તેવા
હુંફ=ગરમાવો ગરમી
ટુઆ=કંસારી જેવાં ઝીણાં જીવડાં
ઝભ્ભા=લાંબા કોટ
ગળપટા=ગળે વીંટવાના પટા

પાઠ ૬૯ મો.

પડવો=પખવાડિયાની પહેલી તિથિ
ચોઘડીઉં=ચાર ઘડી જેટલો વખત
આંગણું=ફળીઉં, ઘરની આગળની છુટી જમીન
ભેજ=ભિનાશ

કુંભી=થાંભલાની નીચેનો પત્થરનો ભાગ
ઘરની બેટક=બોયતળીઆથી ઘરની ઉંચાઈ
કરા=ઘરની ટોચવાળી દિવાલો
છોએલા=ચુનાથી બાંધેલા
પરસાળ=ઓસરી
દેરાસર=દેવ પધરાવવાનું ઠેકાણું
પધરાવવું=માન સહિત બેસાડવું
કોઠાર=દાણા રાખવાની જગા
ધુમાડીઉં=ધુમાડો જવાનું સાધન
તુળસીક્યારો=તુળસી વાવવાનું ઠેકાણું
છીંડી=નાની બારી
માળ=મેડો
દિવાનખાનું=બેસવા ઉઠવાનો ઓરડો
રંગબેરંગી=જાતજાતના રંગના
ખુબીથી=ચતુરાઈથી,યુક્તિથી
તાકાં=ભીંતોમાં મૂકેલા ગોખલા
મોભ=કરાપર રાખેલું મુખ્ય લાકડું
સાકટા=મોભથી નેવાં સુધીનાં લાંબાં ચોખટાં લાકડાં
પકવાસા=સાકટા ર આડી લાકડાની પાતળી ચીપો જડેલી હોય તે
કામડા=વાંસની ખપાટો
સરકાવ્યું=ખીલા મારી જડાવ્યું
છત=પાટીઓ જડેલો ભાગ
બારી=અધુરી
અગાસી=ઘર પરનો છાપરા વગરનો ખુલ્લો ભાગ
નરદમ=એકલી, તદ્દન
ઝરૂખો=ગોખ, અટારી
સગવડવાળું=વગવાળું, સોઇવાળું
બેશક=ખરેખર

પાઠ ૭૦ મો.

અસલી=જૂની, અસલની
ઓળો=પડછાયો
છાપાયંત્ર=છાયા પરથી વખત જાણવાનું યંત્ર
બેસણી=યંત્ર બેસવવાની જગા
ચક્કર=ગોળ કુંડાળું
કબુલ કરવું=હા કહેવી
મદારી=વાંદરાં, રીંછ વગેરેને રમાડી ખેલ કરાવનાર

પાઠ ૭૧ મો.

ચંદો=ઘડિઆળનું ઉપલું પતરૂં
લિપિ=ભાષા
અંતરે=છેટે

કમાન=પોલાદની પટીનું ગુંચળું
કુંચી=ચાવી

## પાઠ ૭૨ મો.

પલ્લું=છાબડું
સમતોલ=સરખા તોલનું, સરખા વજન વાળું
બેશક=ચોકસ, શક વગર
ગાંધી=ખાંડ, સાકર, વગેરે પરચુરણ ચીજો વેચનાર
છેતર્યો=ભૂલ ખવરાવી
પાધરો=સીધો, બીજે ક્યાંય ગયા વગર
તોલ=વજન
તોલાં=કાટલાં
બસ=પૂરતું
સોદો=માલ
દોઢદાંડીનું ત્રાજવું=વચલા દોરાથી એક તરફની દાંડી નાની હોય ને બીજી તરફની મોટી હોય તેવું ત્રાજવું
ચીચવો=જમીનમાં એક અણીદાર લાકડું ખોદી તેના પર ખાડાવાળું આડું લાકડું રાખેલું હોય તે (આડા લાકડાના બંને છેડા તરફ છોકરા બેસે છે ને આડા લાકડાને ગોળ ગોળ ફેરવે છે.)
મેર=તરફ બાજુ
ખાધ=ખોટ
સહેજસાજ=જરા જેટલી
જૂઠું=ખોટું

# કવિતાના અર્થ તથા સમજુતી.

## પાઠ ૭ મો.

આસપાસ=આજુબાજુ
આકાશમાં=ગગનમાં, વાદળમાં
અંતરમાં=મનમાં
આભાસ=અજવાળું, પ્રકાશ, તેજ
ચાસ=અનાજની ઓળ, હાર
વિશ્વપતિ=જગતનો ધણી, પરમેશ્વર
વાસ=રહેઠાણ
પેસી=ઉતરી જઇ
ભોંયરે=ભોંયરામાં
ઘડીએ=ગોઠવીએ, કરીએ
ઘાટ=વિચાર
જગનો=દુનિયાનો
તાત=બાપ
જગનોતાત=પરમેશ્વર
ખોળીએ=શોધીએ
કામ=માટે, વાસ્તે
જગકર્તા=દુનિયાનો બનાવનાર પરમેશ્વર
ઠાલું=ખાલી
ઠામ=ઠેકાણું, જગા
ભોંયમાં=જમીનમાં

આપણી આજુબાજુ, આકાશમાં ને મનમાં પ્રભુનું તેજ છે. ઘાસ ને અનાજની ઓળ પાસે પણ પ્રભુનું રહેઠાણ છે. (૧)

જમીનમાં જઇ ભોંયરામાં કંઇ વાત કરીએ કે મનમાં વિચાર ગોઠવીએ તે પરમેશ્વર જાણે છે. (૨)

કણી મૂકવા માટે પરમેશ્વર વિનાની ખાલી જગા શોધીએ તો પરમેશ્વર વિનાનું ખાલી ઠેકાણું ક્યાંય પણ મળશે નહિ. (૩)

સાર:—પરમેશ્વર બધે સ્થળે છે.

## પાઠ ૮ મો. ઇશ્વર સ્તુતિ.

| | |
|---|---|
| ઇશ્વર=પરમેશ્વર | શીશ=માથું |
| સ્તુતિ=પ્રાર્થના | નામી=નમાવી |
| ઇશ્વિરસ્તુતિ=પરમેશ્વરનાં વખાણ | દયાળુ=દયાવાળા |
| અહો ! =હે ! | પ્રભુ=પરમેશ્વર |
| દેવનાદેવ=પરમેશ્વર | આપદા=દુઃખ, પીડા |
| દેવ=પૂજવાયોગ્ય પુરુષ, તેજસ્વી પુરુષ | ઉગારો=બચાવો |
| | દીનાનાથ=ગરીબના ધણી |
| વિશ્વસ્વામી=જગતના ધણી | આધાર=આશરો |

હે દેવના દેવ, જગતના ધણી, પરમેશ્વર ! હું માથું નમાવીને આપની સ્તુતિ કરું છું. હે દયાવાળા પ્રભુ ! મને દુઃખમાંથી બચાવો. હે ગરીબના ધણી ! તું એકજ મારો આધાર છો. (૧)

| | |
|---|---|
| માત ને તાત=માબાપ | પાળનારા=પોષનારા, ખાવાપીવાનું આપનારા |
| આપ=તમે | કીધા=કર્યાં |
| સદા=હંમેશાં | ઉપકારો=ગુણો, આભારો. |
| સર્વને=બધાને | |

હે પ્રભુ ! તમે મારાં માબાપ છો. તમે હંમેશાં બધાને પાળનારા છો. તમે કરોડો ઉપકારો કર્યાં છે. હે ગરીબના ધણી ! (૨)

| | |
|---|---|
| રાંકનોરાંક=ગરીબમાં ગરીબ | તુંથી=તારાથી |
| અજ્ઞાન=અણસમજુ, જ્ઞાનવગરનો | અજાણી=છાની |
| પ્રાણી=જીવ | ક્ષમા=માફ |
| કશી=કોઈ | વાંક=ગુનો |

હું ગરીબમાં ગરીબ અણુમણુ પ્રાણી છું. મારી કોઇ વાત તારાથી છાની નથી. હે દયાળુ! મારો ગુનો માફ કરો. હે ગરીબના ધણી.! (૩)

| | |
|---|---|
| મતિ=બુદ્ધિ, અક્કલ | દીલ=મન |
| છેક=તદ્દન, બીલકુલ | ધારો=લો, ધારણ કરો |
| દયાલાવીને મહેરબાની કરીને | દીલધારો=મનમાં લો |
| પ્રાર્થના=વિનંતી, અરજ | |

અમે બધાં બાળકો હાથ જોડીને બોલીએ છીએ, કે હે પ્રભુ! અમારી બુદ્ધિ તદ્દન થોડી છે, તેથી મહેરબાની કરીને અમારી અરજ* મનમાં લો. હે ગરીબના ધણી.! (૪)

કુટુંબી જનો=કુટુંબના માણસો

અમે ને અમારા કુટુંબના જે માણસો તે બધાં શરીરે સારા સુખી રહીએ તથા આપ અમને હંમેશાં સારા વિચાર આપજો. હે ગરીબના ધણી.! (૫)

| | |
|---|---|
| ભક્તિ=ભજન, સેવા | દયા=મહેર, કૃપા |
| ગુણ=ઉપકાર | દાસ=સેવક, ચાકર |
| શક્તિ=બળ, જોર, આવડ | નિવારો=ટાળો, મટાડો |

મેં તમારી કાંઇ ભક્તિ કરી નથી. મારામાં આપના ગુણ ગાવાનું બળ નથી. મહેરબાની કરીને સેવકનાં દુઃખો મટાડો. હે ગરીબના ધણી.! (૬)

* ટીપ—આ અરજની હકીકત પાંચમી કડીમાં છે.

## પાઠ ૧૬ મો સત્ય.

| | |
|---|---|
| સત=સાચું સાચ | ઉચરવું=બોલવું |
| ચિત્ત=મન | અસત્ય=જૂઠું, ખોટું |
| ચિંતન=મનન, રટણ, વિચાર | જશ=આબરૂ |
| સતવાયક=સાચું વચન | ઝગકીત=ઝળકાટવાળા, શોભિતા |
| નિશ્ચય=નક્કી | જગે=દુનિયામાં |

મનમાં સતનોજ વિચાર કર્યા કરવો. જરૂર સાચું વચન બોલવું કોઇ દિવસ ખોટું કામ કરવું નહિ. આબરૂથી શોભિતા થઇ દુનિયામાં ફરવું. (૧)

| | |
|---|---|
| સતબીજથી=સત્યરૂપી બીજથી | મીઠાં=સારાં |
| વૃક્ષ=ઝાડ | આશ્રય=આશરો, વિસામો |
| વિશાળ=મોટું | આશ્રય કરશે=વિસામો લેશે |
| ગુણકારી=ફાયદાવાળાં, ગુણકરનારાં | છાંય તળે=છાયા નીચે |
| જન=માણસ | પરિતાપ=ચારે તરફનાં દુઃખ |

સત્યરૂપી બીજથી મોટું ઝાડ થશે. (કીર્તિરૂપી ઝાડ) તેના ઉપરથી ફાયદાવાળાં સારાં ફળ ઉતરશે. (બધાંની સારી લાગણી ને પ્રીતિરૂપી ફળ) માણસો તેની છાયા નીચે આશરો લેશે. (કીર્તિના ફેલાવારૂપી છાયા ને તેના સંબંધથી માણસોને મળતા લાભરૂપી આશરો.) ચારે તરફનાં દુઃખ જતાં રહેશે ને બધાં સુખ મળશે. (૨)

| | |
|---|---|
| સહુ=બધાં | અસતે=જૂઠાથી, ખોટાથી |
| કાજ=કામ | આફતમાં=દુઃખમાં |
| વસે=રહે | સતસુરજ=સતરૂપી સુરજ |

| | |
|---|---|
| પ્રગટે=થાય, પેદા થાય. ફેલાય | ભયપામી=ડરીજઈ, બી જઈ |
| છળ=દગો, કપટ | હટે=જતાં રહે, નાસી જાય |
| દુષ્ટમતિ=નઠારી બુદ્ધિ | |

જગતનાં બધાં કામો સતમાં રહેલાં છે. ( સત્ય ન હોય તો જગતનું એકપણ કામ થશે નહિ.) ખોટાથી માણુસ દુઃખમાં પડશે.

સતરૂપી સુરજનું તેજ ઘણું ફેલાય છે તેથી દગો ને નઠારી બુદ્ધિ ડરી જઇને નાસી જાય છે. ( જેમ સુરજનો ઉદય થતાં ચોર, લુટારા વગેરે નાસી જાય છે તેમ સત્યરૂપી સુરજનો ઉદય થતાં દગો ને નઠારી બુદ્ધિરૂપી ચોર નાસી જાય છે.) (૩)

| | |
|---|---|
| જોગ=કારણ, બનાવ | છુપશે=ઢંકાઇજશે |
| છુપાઇ=ઢંકાઇ | નિશ્ચય=નક્કી, જરૂર |
| ઉજાસપશે=પ્રકાશશે | દીપશે=પ્રકાશશે, શોભશે |

કંઇ કારણથી સત્ય ઢંકાઇ જશે. (સત્ય વાત માનવામાં નહિ આવે.) પણ છેવટ સત્ય પ્રકાશશે. (સત્ય વાત માનવી પડશે)

જેમ કોઈ દિવસ સુરજ વાદળાંથી ઢંકાઇ જશે પણ તેમાંથી છુટીને તે જરૂર ફરીથી પ્રકાશશે. (૪)

| | |
|---|---|
| આંચ=હરકત, ઈજા | અનેક=ઘણા, એકથી વધારે |
| સદાય=હંમેશાં | હરે=હરીલે મટાડે |
| વદી=બોલી | સમું=જેવું, સરખું |
| કલેશ=કજીઆ | અન્ય=બીજું |

સત્યને હરકત નથી ને તેનો કોઇ દિવસ નાશ નથી. હમેશાં સાચું બોલીને જગત જીતવું. ( સાચું બોલનારની વાત બધા માને છે તેથી સાચું બોલનારે જગત જીત્યું ગણાય છે.) નક્કી સત્ય ઘણા કજીઆ મટાડે છે. ખરેખર! સત્યના જેવું બીજું કોઇ બળ નથી. ૫

અતિ=ઘણો
વિશ્વપતિ=દુનિઆનો ધણી, પરમેશ્વર
રીઝશે=રાજીથશે, ખુશી થશે
સ્વર્ગ=સુખનું ઠેકાણું, સારાં કામ કરનારાંને મુઆ પછી જવાનું ઠેકાણું
રીઝો=ખુશી થાઓ, રાજી થાઓ

ખરૂં સુખ હમેશાં સત્યમાંજ રહે છે. ( ચિંતા વગરનું મન તે ખરૂં સુખ છે. ને તે સત્યમાંજ રહે છે, કેમકે સત્ય ન રાખવામાં આવે તો મનમાં ઘણીજ ચિંતા રહે છે. ) સત્યથી પરમેશ્વર બહુ ખુશી થશે. સત્ય વિના બીજો કંઇ ધર્મ નથી. ( સત્ય એજ ધર્મ છે) સત્યથી સ્વર્ગ જીતીને હમેશાં રાજી રહો. ( સ્વર્ગ જીતવું એટલે સ્વર્ગમાં જવા લાયક થવું. ) ૬

સાર—દરેક વાતમાં સત્યથીજ જય મળે છે.

## પાઠ ૨૪ મો. પશુઓના પંચમાં વાદવિવાદ.

પંચ=પાંચ કે તેથી વધારેની મંડળી
પશુ=ચોપગાં જાનવર; ગાય, બળદ ભેંસ, વગેરે
તકરાર=વાંધો, કજીઓ
નરનાર=નર ને માદા
પડી=થઇ
વાદવિવાદ=ચર્ચા, કારણો સહિત સામસામી હકીકત રજુ કરવી તે
દરબાર=સભા, કચેરી

ચોપગાં જનાવરમાં એક તકરાર થઇ, (દરેક એમ કહેવા લાગ્યાં કે મારે વધારે દુઃખ છે એ તકરાર. ) તેની ચર્ચા ચલાવવા તેમણે તુર્ત કચેરી ભરી અને ત્યાં નરને માદા બેઠાં. ટેક.

ગુણો=ફાયદા, ઉપકારો
ગણના=ગણતરી
વાછરડાં=ગાયનાં બચ્ચાં
વલવલે=ટળવળે
પય=દૂધ
પાર=છેડો

**ગાય**—હું ગરીબડી ગાય છું. મારા ફાયદાની ગણતરી કોણ કરશે? બિચારાં વાછરડાં ટળવળે છે, ને બીજા દૂધ ખાય છે તો પણ જુલમનો પાર ક્યાં છે? ચોપગાં જનાવરમાં૦ (ગાયને મારી નાખવી, તેને પૂરતું ખાવાનું ન આપવું તે તેના પરનો જુલમ.) ૧

| | |
|---|---|
| વફાદાર=વિશ્વાસુ, ભરોસો કરવા લાયક | માન=મોટાઇ |
| પ્યારું=વહાલું | હલાલ કરું છું=બદલો વાળી આપું છું |
| નીમક=લુણ, મીઠું | હલાલ=હક બદલાવાળું |

**કુતરો**—હું વિશ્વાસુ વહાલું પ્રાણી છું. મારા માલિકનું અનાજ ખાઈ, મનમાં માન રાખી, તેનું નીમકહલાલ કરૂં છું. (તેના ખાધેલા અન્નનો બદલો વાળી આપું છું) રાતદિન સેવા કરનાર છું. (છતાં કુતરાંને મારી નાખવાં એ જુલમ.) ચોપગાં. ૨.

| | |
|---|---|
| મૂર્ખ=સમજણ વગરનાં, બેવકુફ | બોજો=ભાર |
| માનવી=માણસ | લાધે=પીઠપર મૂકે |
| મને હસે=મારી મશ્કરી કરે | બીન તકરાર=તકરાર કર્યા વિના |
| મણબંધી=મણના મણ, ઘણા મણ | ઉપકાર=ગુણ, પાડ |

**ગધેડા**—સમજણ વગરનાં માણસો મારી મશ્કરી કરે છે પણ મારા વિના ભાર કોણ ઉપાડે? મારી પીઠ પર ઘણામણ ભાર ભરે છે તો પણ હું તકરાર કર્યા વિના ચાલું છું. કહો, માણસો આ ઉપકાર ક્યાં જાણે છે? (ગધેડા બહુ ઉપયોગી છે છતાં તેનો તિરસ્કાર કરવામાં આવે છે ને તેને સારો ખોરાક આપવામાં આવતો નથી તે તેની ફરિયાદ છે.) ચોપગાં. ૩.

| | |
|---|---|
| તન=શરીર | પીઠ=વાંસો |
| તન તોડી =શરીર તોડીને | પીઠપર સ્વાર કરી=પીઠપર બેસાડી |
| સેવા આપું=નોકરી કરૂં | દરકાર=પરવા, કાળજી |
| હાર ખાઉં નહિ=પાછો હઠું નહિ | દરકાર કરે છે=સંભાળ લે છે |
| માલિક=ધણી, શેઠ | કાપું=ઓછો કરૂં |

ઘોડો—મારૂં શરીર તોડીને નોકરી કરૂં છું. કોઇ દિવસ પાછો હઠતો નથી. મારા ધણીને મારી પીઠ પર સ્વાર કરીને રસ્તો ઓછો કરૂં છું. કહો, મારી પરવા કોણ કરે છે? (ઘરડો થાય કે લંગડો થાય ત્યારે મારી નાખવામાં આવે છે કે પૂરતું ખાવાનું મળતું નથી એ તેની ફરિઆદ છે.) ચોપગાં. ૪.

| | |
|---|---|
| સફર=મુસાફરી, મજલ | કાજે=માટે |
| દૂર=લાંબી, આઘેની | મુસાફર=મુસાફરી કરનાર |
| મુજ=મારા | ક્રૂર=ઘાતકી |
| જળ=પાણી | પરોપકાર=બીજા ઉપર ઉપકાર |

ઊંટ—મુસાફરીમાં રસ્તો ઓછો કરવા હું લાંબી સફર કરૂં છું, છતાં મારા પાણીને× માટે કોઇ ઘાતકી મુસાફર મારો જીવ લે છે. હું મરતાં મરતાં પણ પરોપકાર કરૂં છું. ( પીઠ પર બેસવા દે છે છતાં તેનો જીવ લેવામાં આવે છે તે તેની ફરિઆદ છે ચોપગાં. ૫

× રેતાળ મુલકમાં પાણીવાળી જગાઓ કોઇ કોઇ ઠેકાણેજ હોય છે ને તે ઘણી દૂર દૂર હોય છે, તેથી મુસાફર લોકો પોતાની સાથે પાણીની ચામડાની મસકો (કોથળીઓ) રાખે છે. રેતાળ મુલકમાં ઊંટ પર મુસાફરી થઇ શકે છે કેમકે તેના પગ તેમાં ઉતરી જતા નથી. વળી તેને કેટલાક દિવસ પાણી તથા ખોરાક વગર ચાલે છે

અંબાડી=હાથીની પીઠપર જે માંડવાના આકારની બેઠક રાખવામાં આવે છે તે
કેરો=નો
દીપે=શોભે
દરબાર=કચેરી, રાજસભા
શ્રેષ્ઠ=સૌથી સારો, ઉત્તમ
સરદાર=મુખ્ય ઉપરી

**હાથી**—રાજાની અંબાડીનો આધાર મારા પર છે. મારાં પગલાંથી સ્વારી શોભે છે વળી દરબાર દીપે છે. હું પશુમાં સૌથી મોટો સરદાર છું. (છતાં તેના દાંતને માટે તેને મારી નાખવામાં આવે છે એ તેની ફરિઆદ છે. ) ચોપગાં. ૬.

ન્યાય=ઇન્સાફ
નિર્દોષી=દોષ વગરનું
તલ=જરાપણ
ત્રાસ=દુઃખ, ડર, બીક
ઠાર બનુંછું=મરાઉં છું
તોય=તોપણ
તપે છે=તૈયાર થાય છે
કસાઇ=ખાટકી, જનાવરોને મારી તેનું માંસ વેચનાર
કર=હાથ

**બકરો**—વાંક વગરનાને ઇન્સાફ ક્યાં મળે છે? હું કોઇને જરાપણ દુઃખ આપતો નથી તોપણ માણસો મારૂં માંસ ખાવાને તૈયાર થાય છે ને હું કસાઇના હાથથી મરાઉં છું. ( પોતે કોઇને

કેમકે તેનાં શરીરની અંદર ખોરાક તથા પાણી ભરી રાખવાની કોથળીઓ પ્રભુએ બનાવી છે. તેમાંથી ખોરાક તથા પાણી ઊંટને મળ્યા કરે છે. આમાંનું પાણી કોઈ કોઈવાર ૨૦-૨૫ દિવસ સુધી ચાલે છે. હવે પાણીવાળી જગાએ પહોંચતાં પહેલાં મુસાફર પાસે પાણી થઇ રહે ને તરસથી અકળામણ થાય ત્યારે ઊંટની કોથળીમાંનું પાણી મેળવવા ઊંટને મારી નાખે છે ને તેનું પાણી પી તરસ મટાડે છે. આ પાણી ગંદું હોય છે પરંતુ તરસથી જીવ જતો હોય છે એટલે મુસાફર તેની ગંદકી પર ધ્યાન નહિ દેતાં તે પીએ છે.

ઇજા કરતો નથી છતાં તેને મારી નાખવામાં આવે છે તે તેની ફરિઆદ છે.) ચોપગાં. ૭.

હળ ખેડે=ખેતી કરે, જમીન ખેડે
કૂલ=બધો
બોજ=ભાર
કરાર=વિસામો, આરામ
વાહન=માલ તથા માણસોને એક સ્થળેથી બીજે સ્થળે લઇ જવાનું સાધન, ગાડી, ગાડાં વગેરે
ઘડીનો=જરાવારનો

**બળદ**—ખેડુત લોકો મારા બળથી ખેતી કરે છે. મારા પરજ બધો આધાર છે. વાહન કે વ્યાપારનો હંમેશનો ભાર હુંજ ઉપાડું છું તોપણ મને જરા વારનો આરામ મળતો નથી. (ઘણું કામ કરે છે છતાં આરામ મળતો નથી એ એની ફરિઆદ છે.) ચોપગાં. ૬

દોહરો.

ખર=ગધેડા
ગજ=હાથી
પારકી=બીજાની
આશા=ઇચ્છા, મરજી, ભરોસો
અથડાય=અહીંથી તહીં જાય, નભે
ખલક=દુનિયા
દંડે=દંડ કરે, સજા કરે
દરબારે=રાજા, સરકાર
પીડતાં=દુઃખ દેતાં પીડા કરતાં
કોપે=ગુસ્સે થાય, કોપ કરે
કીરતાર=જગતને બનાવનાર, પરમેશ્વર

ગધેડા, બકરા, બળદ હાથી, ઘોડા, ગાય, વગેરે બિચારાં પ્રાણીઓ બીજાના ભરોસા પર નભે છે. દુનિયામાં ખોટાં કામ કરવાથી જો રાજા સજા કરે છે તો પશુ પંખીને દુઃખ દેવાથી પરમેશ્વર ગુસ્સે નહિ થાય ?

**સારઃ**—પશુપંખીને દુઃખ દેવાથી પરમેશ્વર ગુસ્સે થાય છે **માટે પશુપંખીને દુઃખ દેવું નહિ.**

## પાઠ ૩૧ મો. પંખીઓનો આનંદ.

ડોલે=હાલે, ઝુલે
તરુવર=મોટું ઝાડ
ઝુલાવે=હલાવે
મનોહર=મનને ખેંચે તેવાં, સુંદર
ગાન=ગાયન
ધ્યાન=ચિત્ત, મન
ધ્યાન ઇશ્વરનું ધરતાં=ઇશ્વરમાં મન લગાડતાં
કલોલ=આનંદના અવાજ
વને=વનમાં, જંગલમાં
પ્રીતનો=હેતનો
પડદો=પડ, વચ્ચે રહેલું ઢાંકણ
ખોલે=ઉઘાડે

મોટાં ઝાડની ડાળીઓ હાલે છે, પવન પાંદડાં હલાવે છે. સુંદર પંખીઓ સારાં ગાયન ગાતાં ગાતાં ઉડે છે. કોઇ તો સુંદર ગાયન ગાતાં ગાતાં ઇશ્વરનું ધ્યાન ધરતાં જણાય છે. પંખીઓ વનમાં આનંદના અવાજ કરે છે. હમેશાં આનંદમાં ફરે છે, હળીમળીને સાથે રહે છે ને હેતનો પડદો ઉઘાડે છે. આવાં સુખીઆં પંખી રોજ મોટાં ઝાડની ડાળીઓ પર હીંચે છે. (ઝુલેછે) (૧)

કો=કોઇ
કણુ=દાણા
ફૂલરસ=ફૂલનો રસ
જળઘાટે=પાણીને આરે
વળતાં=પાછાં ફરતાં
નિજવાટે=પોતાને રસ્તે
ચણતાં=એકેક દાણો લઇ ખાતાં
પોઢે=સુઇ જાય
માળ=માળો
જંપતાં=ઉંઘતાં, શાંતિથી સુતાં
મળસ્કે=પ્રભાતમાં, પરોઢીએ
ધપ=દોડે, ઉડે
વનફળ=વનનાં ફળ

કોઇ વનફળ ખાય છે, કોઇ દાણા ચણે છે, કોઇ ફૂલનો રસ ચુસે છે ને કોઇ વનસ્પતિ ખાય છે. કોઇ વનસ્પતિ ખાઇને પાણીને

આરે દોડી જાય છે, ત્યાં બધા હળીમળીને નહાય છે પછી પોતાને માર્ગે પાછાં વળે છે. સાંજે પોતાનાં બચ્ચાંને ઉંઘતાં જોઈ પોતે પણ માળામાં ઉંઘી જાય છે. પરોઢીએ ઉઠીને પાછાં દોડે છે. કોઈ વનફળ ખાય છે. (૨)

| | |
|---|---|
| ભલીભાતનાં=સારી જાતનાં | ખંત=હોંસ |
| મેવો=સુકાં ને લીલાં ફળો | મધુરો=મીઠો |
| વિધવિધ જાત=જુદી જુદી જાતના | ધરી=રાખી |
| પ્રીતે=હેતથી | નિત્યે=હમેશાં |
| જમે=ખાય | નિર્મળ=મેલ વગરનું, ચોકખું |
| દીનાનાથ=ગરીબનો ધણી, પરમેશ્વર | ઠરે=રહે, બેસે |
| પાક=પેદાશ, નીપજ | નિજઠામ=પોતાને ઠેકાણે |
| ખુટે=થઇ રહે | ભલીભાતે=સારી રીતે |

સારી જાતનાં ફળ ઝૂલે છે. પરમેશ્વરે દીધેલો જુદી જુદી જાતનો મેવો બધા પંખીઓ હેતથી ખાય છે. પરમેશ્વરે ખેતરમાં પુરેપુરો પાક દીધો છે. તે મધુરો માલ હોંસ રાખીને ખાવા છતાં ખૂટતો નથી. હંમેશાં સંતોષ રાખી ચોકખું પાણી પીએ છે પછી પોતાને ઠેકાણે આવીને બેસે છે. ફળો સારી રીતે ઝૂલે છે. ૩.

## ઉદ્યમ વિષે.

| | |
|---|---|
| ઉદ્યમ=મહેનત, કામ કરવું તે | વિપત્તિ=દુઃખ |
| હઠાવી દીએ=પાછા પાડે હરાવી દે | વેરાઈજાય=છુટાં પડીજાય, નાશપામે |
| ધાર્યું=ઇચ્છેલું, ધાર્યા પ્રમાણેનું | અરે=હે |
| રાજઅધિકાર=રાજનીપદવી | બાળ=બાળક |
| દેવદાનવ=દેવ ને દૈત્ય | કામધેનુ=ઇચ્છેલું આપે તેવી ગાય |

| | |
|---|---|
| વશ કરાય છે=તાબે કરાય છે | ચિંતવ્યા=ધાર્યા, ઇચ્છ્યા |
| અપાર=ઘણા, પાર વિનાના | પમાય છે=મેળવાય છે |

મહેનતથી એકલો માણસ હજારોને પાછળ પાડે છે.
મહેનતથી ધારેલો પૈસો ને અનાજ મેળવી શકાય છે.
મહેનતથી રાજની પદવી કંઇ પણ દૂર નથી.
મહેનતથી દેવ ને દૈત્ય તાબે કરાય છે.
મહેનતથી દુઃખો તરત નાશ પામે છે.
મહેનતુ માણસો ધૂળમાંથી સોનું શોધી કાઢે છે,

હે બાળક! તું ઉદ્યમને કામધેનુ સમજ, કેમકે ઉદ્યોગ કરવાથી ધાર્યા મુજબ ઘણા લાભ મેળવી શકાય છે.

સારઃ—ઉદ્યમ કરવો.

## પાઠ ૩૬ મો. ગ્રીષ્મ ઋતુનો મેળો.

### રોળાવૃત્ત.

| | |
|---|---|
| મહિમાય=મોટાઇ, પ્રતાપ, શક્તિ | કોકિલા=કોયલ |
| ગ્રીષ્મઋતુ=ઘણી ગરમી પડે તે ઋતુ વૈશાખ ને જેઠ માસ | ટહુકા=મીઠા અવાજ |
| | ધરતી=જમીન |
| નીરખી=જોઇ | મોગરે=મોગરામાં |
| શીતળ=ઠંડી | સુગંધ=સારી વાસ |
| હરખી=ખુશી થઇ | ઝુલે=લટકે, હીંચે |

× વરસના મુખ્ય ત્રણ ઋતુ છે. શિયાળો, ઉનાળો ને ચોમાસુ દરેકની પાછી બબ્બે પેટા ઋતુ છે એટલે છ પેટા ઋતુ છે. શિઆળાની હેમંત ને શિશિર, ઉનાળાની વસંત ને ગ્રીષ્મ, ચોમા-

ઇશ્વરની મોટાઈ ગ્રીષ્મ ઋતુમાં જોઇ લીધી ( ઇશ્વર કેવો પ્રતાપી છે ને ગ્રીષ્મઋતુનું અવલોકન કરતાં જણાઇ આવે છે. ) ઝાડોની છાયા ઠંડી લાગે છે ને ઝાડોપર ફૂલને ફળ ખુશી થઇને લટકે છે ( હીંચે છે. ફુલને ફળોનો જે ચળકાટ છે તેને તેની ખુશાલી કહી છે. ) ૧

આ આંબો શોભે છે. કોયલ ટહુકા કરે છે. જમીન તપતી જાય છે ને મોગરામાં સારી વાસ ભરતી જાય છે. ૨.

## તોટક વૃત્ત.

તરુ=ઝાડ
મોર=આંબાનાં ફુલ
વસંત=પાનખર ઋતુ, ઉનાળાના પહેલા બે ફાગણ ને ચૈત્ર માસ
ભમતીગઇ=ચાલી ગઈ
ફળી=થઇ
લલચાય=લોભાય, લેવાને ઇચ્છે
લહી=લઇને
ભલી=સારી

વનમાં મોટાં ઝાડોમાં હસતી ને રમતી વસંત ઋતુ આંબાને મોર આપીને ચાલી ગઈ. ( વસંત ઋતુ આવે એટલે ઝાડનાં પાંદડાં ખરવા માંડે છે વનમાં ઘણાં ઝાડ હોય છે તેથી બહુ પાંદડાં ખરે છે તેને વસંતની રમત કહી છે. પછી ઝાડોને નવાં પાંદડાં આવે છે તે ચળકતાં હોય છે તેથી પાંદડાના ચળકાટને વસંતનું હાસ્ય કહ્યું

સાની વર્ષા ને શરદ. દરેક પેટા ઋતુના બબ્બે માસ એટલે વરસના બાર માસ થાય છે. વસંત ઋતુનું વર્ણન બીજી ચોપડીમાં ૩૫ મા પાઠમાં આવી ગયું છે.

છે. વસંત ઋતુમાં આંબાને મોર આવે છે, તેથી વસંત આંબાને મોર દઇને ચાલી ગઈ એમ કહ્યું છે.) પછી ગ્રીષ્મ ઋતુ આવતાં બહુ કેરી થઈ. માણસો સારી લીલી કેરીઓ લઇને વધારે લેવાને લલચાય છે૧.

| | |
|---|---|
| અતિ=ઘણો | ધરે=ધારણ કરે |
| શાખ=આંબાપર પાકેલી કેરી | જગનું ચિત્ત=દુનિયાનું મન |
| રસદાર=રસવાળી | હરતી=ખેંચતી |
| સુકેસરી=સારો કેસરી | ખુબી=લહેજત, મઝા |
| ખરે=નીચે પડે, ખરી પડે | ઠરતી=રહેતી, ચોંટતી, વસતી |

ઘણો તાપ પડે ત્યાંરે કેરી શાખ થઇને નીચે પડે છે. રસવાળી કેરી સારો કેસરીઓ રંગ ધારણ કરે છે. કેરી તે રસથી દુનિયાનું મન ખેંચે છે. કેરીની મઝા મનમાં વસે છે. ૨

## દોધક છંદ.

| | |
|---|---|
| ઉકળાટ=બફારો, ધામ | હરૂંછું=ખેંચુંછું |
| ધરે છે=ધારણ કરે છે | શ્યામ=કાળા |
| વનેવન=જંગલે જંગલ | પરખાઉં=ઓળખાઉં |
| આમ્ર તરુ=આંબો | કોમળ=નાજુક, ઝીણા |
| આમ=કેરી | કંઠવડે=રાગથી |
| વાસ=રહેઠાણ | સંગીત=ગાયન |
| સૂર=રાગ | મનોહર=મનને ખેંચે તેવી, સુંદર |
| ખુબ=બહુ | ગજાવું=ગજાવી મૂકું |

જુઓ, ગ્રીષ્મ ઋતુ બફારો ધારણ કરે છે. પંખી વનેવન ઉડતાં ફરે છે. હું આંબા પર મારૂં રહેઠાણ કરૂં છું ને મારા ટહુકાથી માણસોનાં મન ખેંચું છું. ૧

હું કાળા શરીર વડે ઓળખાઉં છું ને ઝીણા રાગ વડે વખણાઉં છું. ગાયનના રાગ હું સમજાવું છું. (કોયલ ઝીણો રાગ કાઢે છે તેથી ગાયન ગાનારાને જાણે ઝીણો રાગ કાઢવાની સમજ આપતી હોય તેમ કહ્યું છે.) સુંદર વાડી ખૂબ ગજાવી મૂકું છું. (કોયલ ટહુકા કરે છે તેની વાડીમાંથી પડઘો થાય છે એટલે જાણે વાડી ગાજતી હોય તેમ લાગે છે.) ૨.

## નારાચ છંદ.

રૂપેરી=રૂપા જેવો ધોળો
દીપે=શોભે
મધુર=મીઠા
મોગરે=મોગરાથી
કળી=ઉઘડયા વગરનું ફુલ
ફુલેલ=ઉઘડેલ
સુગંધ=સારી વાસ
અંગમાં=શરીરમાં
અનેક=ઘણી
પાંખડીઓ=ફુલનો રંગીન ભાગ
પ્રસારી=ફેલાવી, પહોળી કરી
ઝારીરૂપ=ઝારીજેવો
બન્યો=થયો
પ્રફુલ્લ=ખીલેલો, સારી રીતે ઉછરેલો

જુઓ, આ બાગ મધુર મોગરાથી રૂપા જેવો શોભે છે વેલમાં ઉગેલ કળીઓ શરીરમાં સુગંધ ભરે છે, ઘણી પાંખડી ફેલાવી હું ઝારી જેવો બન્યો છું. તેથી બધાં માણસોએ મને ગ્રીષ્મ ઋતુનો ખીલેલો બાળક ગણ્યો છે. (ગ્રીષ્મ ઋતુમાં જ્યારે બીજાં ફુલઝાડો કરમાઇ જાય છે કે તેના પર ફુલો થોડાં થાય છે ત્યારે મોગરો ખુબ વધે છે ને તેના પર પુષ્કળ ને ઘણાંજ સુગંધીદાર ફુલો આવે છે.)

છંદવજ્ર.

કંઠે=રાગથી
ભારી=બહુજ
આંબો—રસથી ભરેલી કેરી સારી છે
કોયલ—કોયલ રાગથી ભારે વખ-
ણાય છે
બડમોગરો=મોગરાની એક જાત
મોગરો—બટમોગરાની સુગંધ મીઠી છે
સર્વે—ગ્રીષ્મને સારી આનંદકારી
ઋતુ જાણી.
રસીલી=આનંદ આપનારી

પાઠ ૪૦ મો. છપ્પો.

સરિતા=નદી
નિર્મળ=સ્વચ્છ, મેલ વગરનું
નીરે=પાણીથી
રંગીત=રંગના
ચિત્રવિચિત્ર=ભાતભાતના
જળપાન=પાણી પીવું તે
ગમ્મત=આનંદ, મઝા
પશુ=ચોપગાં જનાવર
નિશ્ચય=નક્કી, ચોકસ
નાવણુ=નહાવું તે
ધોવણુ=ધોવું તે
પિછાણીએ=જાણીએ

ચોકખા પાણીથી ભરેલી સુંદર નદી જુઓ. તેને કાંઠે નાનાં મોટાં ઝાડ ઉગેલાં છે તેના પાણીમાં ભાતભાતના રંગનાં માછલાં ગમ્મત કરે છે. તેને કાંઠે પશુઓ લીલું લીલું ઘાસ ચરે છે. બધાં શહેરોની સારી શોભા નક્કી નદીથી જ સમજવી નહાવાનું, ધોવાનું ને પીવાના પાણીનું મોટું સુખ જાણવું.

## *પાઠને મથાળે આપેલા અઘરા શબ્દો.

ર્ + ત = ર્ત. વાર્તા.
ન્ + ય = ન્ય. સામાન્ય.
ક્ + ક = ક્ક. કુક્કડ.
લ્ + લ = લ્લ. છેલ્લે.
ગ્ + ન = ગ્ન. લગ્ન.
ગ્ + ર = ગ્ર. આગ્રહ.
પ્ + ત = પ્ત. જાપ્તો.
ષ્ + ઠ = ષ્ઠ યુધિષ્ઠિર.
ર્ + જ = ર્જ. અર્જુન.
. + થ = સ્થ. ગૃહસ્થ.
+ ટ = ષ્ટ. દુષ્ટ.
ક્ + લ = ક્લ. ક્લેશ.
દ્ + વ = દ્વ વિદ્વાન.
લ્ + હ = લ્હ. દિલ્હી.
મ્ + ર = મ્ર. નમ્ર.
ષ્ + ણ = ષ્ણ. વિષ્ણુપ્રસાદ.

ગ્ + ટ = ગ્ટ. વોશિંગ્ટન.
ર્ + પ = ર્પ. ઈર્પખોર.
ર્ + શ = ર્શ. પ્રદર્શન.
ર્ + ક = ર્ક. તર્કપ્રસાદ.
+ ક = સ્ક. મળસ્કે.
ઘ્ + ન = ઘ્ન શત્રુઘ્ન.
ષ્ + મ = ષ્મ. ગ્રીષ્મ.
શ્ + ય = શ્ય. શ્યામ.
હ્ + લ = હ્લ. પ્રહ્લાદ.
સ્ + બ = સ્બ. કસ્બો.
+ થ = સ્થ. દેવસ્થાન.
ન્ + મ = ન્મ. જન્મ.
ન્ + ય = ય. ન્ય. બન્યું.
મ્ + મ = મ્મ. ગમ્મત.
લ્ + પ = લ્પ. દ્વીપકલ્પ.
ક્ + ટ = ક્ટ. કલેક્ટર.

* આ શબ્દો શિક્ષકે ઘણીજ સંભાળથી શિખવવાને બરાબર જોડણી કરાવવી.

ન્+સ્+પ= ન્સ્પ. ઈન્સ્પેક્ટર.
ન્ + સ = ન્સ. મુન્સફ.
ગ્ + ર = ગ્ર. અંગ્રેજ.
સ્ + મ = સ્મ. વિસ્મય.
સ્ + ક્ + ર=સ્ક્ર. સ્ક્રૂ
ત્ + પ = ત્પ. ઉત્પન્ન.
ષ્ + ટ = ષ્ટ. પુષ્ટિકારક.
સ્ + થ = સ્થ. અવસ્થા.
ડ્ + ડ = ડ્ડ. ગબડ્ડી.
ગ્ + ન = ગ્ન. અગ્નિ.
ર્ + જ = ર્જ. ગર્જના.
ધ્ + ર = ધ્ર. ધ્રૂજતાં.
ક્ષ્ + મ = ક્ષ્મ. સુક્ષ્મદર્શક.
સ્ + ક = સ્ક. વાસ્કુટ.
બ્ + ભ = બ્ભ. ઝબ્ભા.

## પાઠની અંદરના અઘરા શબ્દો.

| | | | |
|---|---|---|---|
| **પાઠ ૧ થી ૧૦** | શિક્ષક. | ન્યાયાધીશ. | પુસ્તકાલય. |
| મૂળાક્ષરો. | અંતઃકરણ. | ગૃહસ્થ. | વૃત્તાંત. |
| જ્ઞાન. | શુદ્ધિ. | મહોલ્લો. | ઇચ્છા. |
| વનસ્પતિ. | આશ્ચર્ય. | નિશ્ચય. | પ્રખ્યાત. |
| બ્રાહ્મણી. | મિલ્કત. | વૃક્ષ. | અલ્લાહ. |
| અજાણુ. | પ્રામાણિક. | વર્તમાનપત્ર. | સ્થિતિ. |
| અનુસ્વાર. | વૃદ્ધ. | લક્ષ્મી. | નિર્દોષી. |
| વિસર્ગ. | ગર્વ. | સ્વચ્છ. | સદ્ગુણી. |
| શ્રદ્ધા. | **પાઠ ૧૧ થી ૨૦.** | છિદ્રો. | તલ્લીન. |
| ઉદ્યોગી. | દ્રવ્ય. | નિર્ણય. | પુષ્કળ. |
| અણુકર્તુ. | તાકયું. | દિલ્હી. | આશીર્વાદ. |
| વિદ્યાભ્યાસ. | વર્તણુક. | પરાક્રમી. | ચોક્ખું. |
| ટટ્ટુ. | દુર્યોધન. | **પાઠ ૨૧ થી ૩૦.** | શેખચલ્લી. |
| ખર્ચુંપાન. | દ્રૌપદી. | મચ્છર. | પ્રમાણ. |
| [illegible] | ચિત્રગુપ્ત. | જોર્જ. | |

**પાઠ ૩૧ થી ૪૦**

વનસ્પતિ.
નિર્મળ.
વિપત્તિ.
ચિંતવ્યા.
હુક્કા.
શ્વાસ.
દુર્ગંધ.
ખુલ્લી.
કૈકેયી.
કૌશલ્યા.
સુમિત્રા.
લક્ષ્મણ.
રામચંદ્રજી.
નિશ્ચય.
ધિક્કાર.
ચમત્કાર.
ચિત્ત.
આશ્રતર.
પ્રફુલ્લ.
વસ્તી.
પશ્ચિમ.
મુશ્કેલ.
કિલ્લો.
આકૃતિ.
શેત્રુંજો.
લસુંદ્રા.
પૃથ્વી.
પથ્થર.
શક્તિ.
ચિત્રવિચિત્ર.
પ્રવાહ.
નિશ્ચય.

**પાઠ ૪૧ થી ૫૦**

પીરમોહમદ
ભૂગોળવિદ્યા
ક્રિયા.
સામુદ્રધુની.
ભઠ્ઠી.
સંલ્જ્ડ.
ગિલ્લીદંડા.
વરાળયંત્ર.
મીણબત્તી.
દુરસ્ત.
સત્રી.
દાક્તર.
જિલ્લો.
ઓછોવત્તો.
ખોડ.
સર્જન.
પરીક્ષા.
પત્થર.
અંગ્રેજ.
બેસ્વાદ.
સ્વચ્છ.

**પાઠ ૫૧ થી ૬૦.**

પ્યાલું.
ગચ્છું
ચપ્પુ.
નક્કર.
ઇંદ્રિયો.
છિદ્રો.
ત્રિભોવન.
ખ્યાલ.
ઉત્પન્ન.
પુષ્ટિકારક.
હિંદુસ્તાન.
ફોલ્લા.
કૃષ્ણલાલ.
પ્રકાશ.
અવસ્થા.
ભટક્યા.
સ્થિતિ.
પક્ષી.
પ્રાણી.
ગુચ્છાવાળી.
કલ્લામાં.

**પાઠ ૬૧ થી ૭૦.**

ગબડી.
રાક્ષી.
સાંભળ્યા.
ધર્મશાળા.
શ્રીધર.
પકડું.
બચ્ચાં.
ગુસ્સાથી.
જ્ઞાન.
ચોંટયું.
ત્રંબકલાલ.
હૃદય.
ફુક્કો.
ફોલ્લો.
લક્કું.
અસંખ્ય.
ઋતુ.
કમાવ્યાથી.
પહેર્યાથી.
ફુક્કર.
વચ્ચે.
ફક્ત.
ચિત્રો.
સરકાવ્યું.
પત્થર.
છાયાયંત્ર.
સૂર્ય.
મિનિટ.

**પાઠ ૭૧ થી ૭૨**

લિપિ.
અઠ્ઠાવીસ.
ત્રાજવું.
પલ્લું.
છેતર્યો.
જોખ્યું.
યુક્તિ.
ઉંમર.
ઓછુંવત્તું.

# ધાત-કોષ્ટક.

## દેશી પરિમાણ.

### (૧) અર્થદર્શક પરિમાણો.

#### ચલણી નાણાનું કોષ્ટક.

૧॥ પાઇ = ૧ અધેલો
૩ પાઇ = ૧ પૈસો
૨ પૈસા = ૧ ઢબુ
૪ પૈસા = ૧ આનો (આની)
૨ આના = ૧ બેઆની
૪ આના = ૧ પાવલી
૮ આના = ૧ અધેી
૧૬ આના = ૧ રૂપીઓ
૧૫ રૂપીઆ = ૧ પૌંડ (સોવરીન)

ટીપ—પૈસાને મધ્ય ગુજરાતમાં 'જાડો,' સુરતમાં 'સવાકો,' મુંબઈમાં 'દોઢીયું' અને કાઠિઆવાડમાં 'ઢુદીઉ' કે 'કાવડીયું' કહે છે.

પાઇ, અધેલો, પૈસો ને ઢબુ એ તાંબાનાણું છે; બેઆની, પાવલી, અધેી ને રૂપીઓ એ રૂપાનાણું છે આની ને બેઆની નિકલના સિક્કા છે; ને પૌંડ એ સોનાનો સિક્કો છે.

#### સરકારી હિસાબમાં.

૧૨ પાઇ = ૧ આનો
૧૬ આના = ૧ રૂપીઓ
૧૫ રૂપીઆ = ૧ પૌંડ (સોવરીન)

#### વેપારી હિસાબમાં.

૧૬ વીસવાસી = ૧ બદામ
૧૬ બદામ = ૧ દોકડો
૧૦૦ બદામ = ૧ આનો
૬। દોકડા = ૧ આનો
૧૦૦ દોકડા = ૧ રૂપીઓ

#### દક્ષિણમાં વપરાતું.

૧૦૦ રેસ = ૧ પાવલું
૪ પાવલાં = ૧ રૂપીઓ

### (૨) ભારદર્શક પરિમાણો.

#### સાધારણ તોલનું કોષ્ટક.

૪॥ જૂના પૈસાભાર અથવા ૬ નવા પૈસાભાર = ૧ અધોળ
૨॥ ચલણી રૂપીઆભાર=૧અધોળ
૨ અધોળ = ૧ નવટાંક
૨ નવટાંક = ૧ પાશેર

૨ પાશેર = ૧ અચ્છેર
૨ અચ્છેર = ૧ શેર
૧૦ શેર = ૧ તોલું
૪૦ શેર = ૧ મણ
૫ મણ = ૧ કોથળો
૭ મણ = ૧ નાનો હારો
૧૨ મણ = ૧ માણી
૧૬ મણ = ૧ કળશી
૨૦ મણ = ૧ ખાંડી
૨૧ મણ = ૧ મોટો હારો
૨૪ મણ = ૧ ભાર
૩૦ મણ = ૧ ગાલી
૩૨ મણ = ૧ એડીઉ
૫૦ મણ = ૧ મૂડો

### સરકારી હિસાબમાં.

જૂના ૭૨ અથવા નવાં ૯૬ પૈસાભાર કે ૪૦ રૂપીઆભાર } ૧ શેર
૪૦ શેર = ૧ મણ
૨૦ મણ = ૧ ખાંડી

ટીપ–સેવકદેવકમાં દક્ષિણ ને બંગાળામાં ૮૦ રૂપીઆભારનો, સુરતમાં ૩૭॥ રૂ. ભારનો ને મુંબઈમાં ૨૮ રૂ. ભારનો શેર ગણાય છે.

### રૂ તથા કપાસ તોળવાનું.

૪૮ શેર = ૧ ધડી
૨૦ ધડી = ૧ ભાર

## સોના તોલનું કોષ્ટક

### ગુજરાતમાં ચાલતું

૬ ચોખાભાર = ૧ રતિ
૩ રતિ = ૧ વાલ
૧૬ વાલ = ૧ ગદીઆણો (॥ રૂ. ભાર)
૨ ગદીઆણા=૧ તોલો (૧રૂ.ભાર)

### દક્ષિણમાં ચાલતું.

૮ રતિ = ૧ માસો
૧૨ માસા = ૧ તોલો

## (૩) મહત્વદર્શક પરિમાણે

### લીલાવતી પ્રમાણે અંતર ભરવાનું દેશી.

૮ આડાજવ = ૧ આંગળ
૪ આંગળ = ૧ મુઠી
૩ મુઠી = ૧ વેંત

૨ વેંત = ૧ હાથ
૪ હાથ = ૧ દંડ (વામ)
૨૦૦૦ દંડ = ૧ કોસ (ગાઉ)
૪ ગાઉ = ૧ જોજન

### અંતર માપવાનું અંગ્રેજી

૧૨ ઇંચ = ૧ ફૂટ
૩ ફૂટ = ૧ વાર (યાર્ડ)
૨૨૦ યાર્ડ = ૧ ફર્લાંગ
૮ ફર્લાંગ = ૧ માઇલ

### લુગડાં, લાકડાં વગેરે માપવાનું

૨ આંગળ = ૧ તસુ
૨૪ તસુ = ૧ ગજ
૧॥ ગજ = ૧ વાર

**ટીપ**–તસુ તે ઇંચની બરાબર છે.

### જમીનની લંબાઈ પહોળાઈ માપવાનું

૬ મુઠી = ૧ હાથ
૩૫ મુઠી = ૧ કાઠી

### (૪) ગણતરીનાં કોષ્ટક કાગળમાં.

૨૪ કાગળ કે તાવ=૧ ધા દસ્તો
૨૦ ધા = ૧ રીમ

### વાંસવળી લેવામાં.

૨૦ નંગ = ૧ કોડી
૧૦૦ નંગ = ૧ સેંકડો

**ટીપ**–નળીઆં, ઈંટો વગેરે હજારને ભાવે વેચાય છે.

### પેન્સીલ વગેરે લેવામાં

૧૨ નંગ = ૧ ડઝન
૧૨ ડઝન = ૧ ગ્રોસ

## (૫) કાળદર્શક પરિમાણો

### દેશી

૬૦ વિપળ = ૧ પળ
૬૦ પળ = ૧ ઘડી
૭॥ ઘડી = ૧ પહોર
૮ પહોર = ૧ દિવસ
૭ દિવસ = ૧ અઠવાડીઉં
૧૫ તિથિ = ૧ પખવાડીઉં
૩૦ દિવસ અથવા ખરી રીતે
૨૯॥ દિવસ =૧ ચાંદ્રમાસ
૧૨ ચાંદ્રમાસ અથવા
૩૬૦ દિવસ અથવા
ખરી રીતે ૩૫૪ દિવસ=૧ ચાંદ્રવર્ષ

અંગ્રેજી

૬૦ સેકન્ડ = ૧ મિનિટ
૬૦ મિનિટ = ૧ કલાક (અવર)
૨૪ કલાક = ૧ દિવસ
૩૬૫ દિવસ અથવા ખરી રીતે
૩૬૫ા દિવસ = ૧ સૌર વર્ષ

અંગ્રેજી અને દેશી પરિમાણોનો પરસ્પર સંબંધ.

૧ પૌંડ (સોવરીન) = ૧૫ રૂપીઆ
૨ ઇંચ = ૧ તસુ
૧ વાર = ૧ાા ગજ
૨ાા માઇલ = ૧ ગાઉ (કોસ)
૧ સેંકડ = ૨ાા વિપળ
૧ મિનિટ = ૨ાા પળ
૧ કલાક = ૨ાા ઘડી

અગત્યનાં મોટાં માપ.

૧ માઇલ = ૧૭૬૦ યાર્ડ
૧ માઇલ = ૫૨૮૦ ફુટ
૧ ગાઉ = ૮૦૦૦ હાથ
૧ તોલો = ૩૨ વાલ કે ૯૬ રતિ
૧ ગદીઆણો = ૪૮ રતિ.
૧ રૂપીઓ = ૧૬૦૦ બદામ

# મુખગણિત.

૧. ૬૭ દોઢું? ૮૯ પા? ૯૫ અઢીઉં? ૨૭ સવા?
૨. કેટલા ૭ક ૧૨૬? કેટલા પોણું ૬૩?
૩. ૧૪૭ાા માં ૨૫ા નાખીએ તો કેટલા થાય?
૪. ૪૭ા માંથી ૨ાા બાદ કરીએ તો કેટલા રહે?
૫. ૧ આનાનાં ૩૮ બોર તો ૨ાા આનાનાં કેટલાં?
૬. ૧ ચોપડીના ૨ાા રૂ. બેસે તો ૯૨ ચોપડીના કેટલા?
૭. ૮૨ કલાકમાં ૧૦૨ાા ગાઉ ચલાય તો ૧ કલાકમાં?
૮. ૧ા વરસનો પગાર ૧૨૦ રૂ. મળે તો ૧ વરસનો?
૯. ૦ાા મણ ઘીના ૩૯ રૂ. બેસે તો ૧ મણના?

૧૦. ૨૪ ઘેટાંના ૬૦ રૂ. બેસે તો ૩૮ ઘેટાંનું શું ?
૧૧. ૭ ઘોડાના ૧૮૯ રૂ. બેસે તો ૩ ઘોડાનું શું ?
૧૨. ૨॥ કલાકમાં ૩૦ લીટી લખાય તો ૧॥ કલાકમાં ?
૧૩. ૧॥ મણ તેલના ૨૭॥ રૂ. બેસે તો ૯ મણના ?
૧૪. ૩૮ કલાકમાં ૯૫ ગાઉ ચલાય તો ૩૦ ગાઉ ચાલતાં કેટલા કલાક ?
૧૫. ૨॥ મણ ઘીના ૧૨૦ રૂ. બેસે તો ૩૬ રૂ. નું કેટલું આવે ?
૧૬. ૰॥ તોલા સોનાના ૨૧॥ રૂ. બેસે તો ૧૧૬ રૂ. નું કેટલું સોનું ?
૧૭. ૬ ઘોડાના ૯૧ રૂ બેસે તો ૧૫ ઘોડાનું શું ?
૧૮. ૫૬ જમરૂખના ૮૨ પૈસા તો ૪૨ જમરૂખનું શું ?
૧૯. ૮ પૈસાનાં ૪૨ બોર તો ૬૩ બોરનું શું ?
૨૦. ૧૧ વાલ ૨ રતિ તેની રતી કેટલી ?
૨૧. ૨૯૯ રૂપિઆભારના શેર ?
૨૨. ૫ મણ ૮ શેર—૩ મણ ૨૪ શેર
૨૩. ૮ દિવસ ૭ કલાક ×૯. ૧૪ ૫. ૧ મા. ÷ ૧૩

---

## ગણિત.

### ગુણાકાર.

### અવયવ પાડીને.

અવયવ—બે કે વધારે સંખ્યાનો ગુણાકાર કરવાથી જે સંખ્યા આવે તેના તે સંખ્યાઓ અવયવ કહેવાય છે. ૩×૫=૧૫. માટે ૩ ને ૫ તે ૧૫ ના અવયવ છે. તેજ મુજબ ૨, ૩, ને ૭ તે ૪૨ ના અવયવ થાય.

રીત—ગુણકના આવયવ પાડવા પછી વારા ફરતી ગુણ્યને દરેક અવયવે ગુણવાં.

દાખલો—૩૪૭×૪૫ અવયવ પાડીને ગુણવા

```
  ૩૪૭              ૪૫ ના અવયવ ૫ ને ૯ છે.
× ૫ પાંચ ગણા   ટીપ–આ રીતે ઘણા હિસાબ ગણવા.
──────
 ૧૭૩૫
   ×૯
──────
૧૫૬૧૫  ૫×૯=૪૫ ગણા
```

## મોટી રકમોના ગુણાકાર,

દાખલો—૨૪૭૦૯×૨૦૦૪૯

```
    ૨૪૭૦૯
   ×૨૦૦૪૯
   ────────
   ૨૨૨૩૮૧  ટીપ—આવી જાતના ઘણા હિસાબ ગણવા
   ૯૮૮૩૬×
 ૪૯૪૧૮×××
 ──────────
 ૪૯૫૩૯૦૭૪૧
```

## ભાગાકાર.

### અવયવ પાડીને.

રીત—ભાજકના અવયવ પાડવા. પછી વારાફરતી ભાજ્યને દરેક અવયવે ભાગવા.

દાખલો—૯૪૯÷૪૮ અવયવ પાડીને ભાગવા.

```
૮ | ૯૪૯  ભાગમાં ૧૯ આવ્યા. શેષ ૪×૮=૩૨+૫=૩૭
──
૬ | ૧૧૮—૫                          આવ્યા.
──  ──────
  |  ૧૯—૪
```

દાખલો—૯૪૩÷૬૦ અવયવ પાડીને ભાગવાં.

| | |
|---|---|
| ૨ | ૯૪૩ |
| ૫ | ૪૭૧—૧ |
| ૬ | ૯૪—૧ |
| | ૧૫—૪ |

ભાગમાં ૧૫ આવ્યા. શેષ ૪×૫=૨૦+૧=૨૧×૨=૪૨+૧=૪૩ આવ્યા.

## મોટી રકમોના ભાગાકાર.

દાખલો—૨૪૭૦૯૩૬૭÷૨૪૬૫૯

૨૪૬૫૯)૨૪૭૦૯૩૬૭(૧૦૦૨
૨૪૬૫૯
———
૫૦૩૬૭
૪૯૩૧૮
———
૧૦૪૯

ટીપઃ—આવી જાતના ઘણા હિસાબ ગણવા.

# વિવિધ પરિમાણની ભાંજણી.

**ભાંજણી**—કોષ્ટકની મદદથી એક નામના પરિમાણને બીજા નામમાં આણી શકાય છે તે આણવાની રીતને ભાંજણી કહે છે. તે બે જાતની છે.

**ઉતરતી ભાંજણી**—કોઈ ભારે પરિમાણને હલકા પરિમાણનું રૂપ આપવાની રીતને ઉતરતી ભાંજણી કહે છે. જેમકે, ૫ રૂ. ૭ આ. તેની પાઇ કરો.

**ચઢતી ભાંજણી**—કોઇ હલકા નામના પરિમાણને ભારે નામના પરિમાણમાં આણવાની રીતને ચઢતી ભાંજણી કહે છે. જેમકે, ૮૦૦ શેરના મણ કરો.

## ઉતરતી ભાંજણી.

દાખલો—૯ રૂ. ૫ આ. ૮ પા. તેની પાઇ કેટલી.

| | |
|---|---|
| ૯ રૂ. ૫ આ. ૮ પા. | |
| ×૧૬ | ૧૪૯ |
| ૧૪૪ | ×૧૨ |
| +૫ | ૧૭૮૮ |
| ૧૪૯ આના. | +૮ |
| | ૧૭૯૬ પાઈ. |

ટીપ—આ પ્રમાણે ગમે તે પરિમાણનું કરવું.

## ચઢતી ભાંજણી.

દાખલો—૩૨૮૪૫ નવટાંકની ખાંડી કરો.

| | | |
|---|---|---|
| ૮ | ૩૨૮૪૫ નવટાંક | |
| ૪૦ | ૪૧૦૫ શેર | ૫ નવટાંક |
| ૨૦ | ૧૦૨ મણ | ૨૫ શેર |
| | ૫ ખાંડી | ૨ મણ. |

ટીપ—આ રીતે ગમે તે પરિમાણનું કરવું.

જવાબ—૫ ખાં. ૨ મ. ૨૫ શે. ૫ ન.

## વિવિધ પરિમાણના સરવાળા.

નીચેની રકમોના સરવાળા કરો.

દા. ૧. રૂ. આ. પા.

૭—૯—૮
૪—૮—૫
૧૦—૧૦—૦
૨૨—૧૨—૧

૧૨ | પા. ૧૩ | ૧—૧

આ. ૧૬ | ૨૮ | ૧—૧૨

દા. ૨. ગ. ત.

૩૮—૧૫
૪૫—૧૨
૧૭—૧૭
૧૦૧—૨૦

૨૪ | ૪૪ ત. | ૧—૨૦

## વિવિધ પરિમાણની બાદબાકી.

નીચેની રકમોની બાદબાકી કરો.

દા. ૧. રૂ. આ. પા.
૭ ૧૬+૪ ૧૨+૪
૮ – ૫ – ૪
૫ – ૮ – ૭
૨ – ૧૨ – ૯

દા. ૨. ખાં. મ. શે.
૧૩ ૧૯ ૪૦+૩
૬૪ – ૪ – ૩
૭ – ૧૧ – ૮
૬ — ૮ – ૩૫

## વિવિધ પરિમાણના ગુણાકાર.

દા. ૧. રૂ. ૭ આ. ૯ પા. ૫ તેને × ૧૩.

રૂ. આ. પા. ૧૩×૫=૬૫ પાઈ=૫ આના ૫ પાઈ
૭—૯—૫ ૧૩×૯=૧૧૭+૫=૧૨૨આ.=૭ રૂ. ૧૦ આ.
૧૩ ૧૩×૭=૯૧ +૭ = ૯૮ રૂ.
૯૮–૧૦–૫

## વિવિધ પરિમાણના ભાગાકાર.

### સાદી રકમે ભાગવા.

દા ૧. ૭ રૂ. ૯ આ. ૩ પા. ÷ ૫

૫) ૭ રૂ. ૯ આ. ૩ પા. (૧ રૂ. ૮ આ. ૩ પા. જવાબ.

૫
૨ રૂ.
×૧૬
૩૨
×૯
૪૧ આ.
૪૦
૧ આ.

૧
×૧૨
૧૨
+૩
૧૫ પા.
૧૫
૦૦ પા.

ટુંકી રીત. ૫ | રૂ. આ. પા.
૭—૯—૩
૧—૮—૩
જવાબ.

## અવયવ પાડીને ગુણવા ભાગવા.

દા ૧. ૧૫ ઘડી ૨૦ પળ ૭ વિપળ × ૩૦

ઘ. પ. વિ.
૧૫—૨૦—૭
×૬
૯૨— ૦—૪૨ છ ગણા
×૫
૪૬૦—૩—૩૦ત્રીશગણા

૩૧૫ રૂ. ૪ આ. ૬ પા. ÷ ૫૪

રૂ. આ. પા
૬ | ૩૧૫—૪—૬
૯ | ૫૨—૮—૯ છઠ્ઠો ભાગ.
| ૫—૧૩—૫ ચોપનમો ભાગ

## વિવિધ સંખ્યાએ ભાગવાનું.

રીત—બંને સંખ્યાની ઉતરતી ભાંજણી કરી એકજ જાતનાં પરિમાણો બનાવવાં પછી રકમોની ગાફક ભાગાકાર કરવો.

દા. ૨૭ અ. ૨ દિ. ૧૭ કે. ÷ ૩ દિ. ૬ કે.

×૭
૧૮૯
+૨
૧૯૧ દિ.
૨૪
૪૫૮૪
+૧૮
૪૬૦૨ કે.

૭૮)૪૬૦૨(૫૯
૩૯૦
૭૦૨
૭૦૨
૦૦૦

×૨૪
૭૨
+૬
૭૮ કે.

જ. ૫૯.

## અપૂર્ણાંક.

પૂરા આંકડાને પૂર્ણાંક કહે છે. પરંતુ અધુરા આંકડાને અપૂર્ણાંક કહે છે ૦।, ૦॥, ૦॥। વગેરે અપૂર્ણાંક છે. જે અધુરા આંકડા આણુપાણુમાં લખી શકાય છે તે આણુપાણુના અપૂર્ણાંક કહેવાય છે.

## આણુપાણુના સરવાળા.

દા. ૧

૧૧૨। ⌐॥
૪૨॥। ≈॥।
૨૪૭) ⌐।
૩૧। ૦॥।
૯૫। ≋॥।
૨। ≈॥
---
૫૩૧॥ ૦॥

દા. ૨

| મ. | શે. | |
|---|---|---|
| ૩૫॥। | ૮। | ≈॥। |
| ૨૬। | ૯॥। | ⌐॥ |
| ૭૫॥ | ૮॥ | ≋। |
| મ. ૧૭૮) | ૬॥। | ≋॥ |

( શેરની સાથે આના છે તે અધોળ. )

## આણુપાણુની બાદબાકી.

દા. ૧

૫ ૫
૧ – ३॥।
૨૨॥
૧૧॥। ≈॥
---
૧૦॥ ≋॥

દા. ૨

| રૂ. | દો. | ખ |
|---|---|---|
| ૧૮૭॥ | ૬। | ૫॥ |
| ૧૧૨॥ | ૮॥। | ૨। |
| ૦૭૪॥। | ૨૨॥ | ૩ |

## ત્રિરાશી.

કોઈ પણ પ્રમાણમાં ૩ પદ આપ્યાં હોય તે પરથી ચોથું શોધી કાઢવાની રીતને ત્રિરાશી કહે છે.

ઉદાહરણ—૪ રૂ. નું ૮ શેર ઘી આવે તો ૧૨ રૂ. નું કેટલું?

રૂ. રૂ. શેર

૪ = ૧૨ == ૮ ૮ × ૧૨ = ૯૬ ÷ ૪ = ૨૪ શેર. જવાબ.

ઉા. ૨. ૫ બકરાંની કીંમત ૧૦૪ રૂ. ૧૧ આ. થાય તો ૧૩ બકરાંની કીંમત કેટલી?

બ. બ. રૂ. આ. રૂ. આ.
૫ = ૧૩ == ૧૪ – ૧૧ ૧૪ – ૧૧
× ૧૩
૫ | ૧૯૦ – ૧૫
| ૩૮ – ૩

ટીપ—માત્ર ગુણાકાર ભાગાકારથી થાય તેવા ત્રિરાશીના હિસાબ લખાવવા.



# ભૂગોળવિદ્યા.

## મુખ્ય સંજ્ઞાઓ.

આપણે જેના ઉપર રહીએ છીએ તે **પૃથ્વી** છે. પૃથ્વીનું બીજું નામ **ભૂ** છે. પૃથ્વીનો આકાર ગોળ છે તેથી પૃથ્વીનો ગોળો **ભૂગોળ** કહેવાય છે. તેથી તેના ઉપલા પૃષ્ટની વિદ્યા તે **ભૂગોળવિદ્યા** કહેવાય છે.

પૃથ્વીના પૃષ્ટના કેટલાક ભાગમાં જમીનને કેટલાક ભાગમાં પાણી જોવામાં આવે છે, તેથી પૃથ્વીના પૃષ્ટના પાણી ને જમીન એવા બે ભાગ પડે છે.

જમીન ને પાણીના ભાગોના જુદા જુદા આકાર થાય છે તે આકારો ઓળખવાને વાસ્તે તેનાં નામ પાડેલાં છે તે ભૂગોળની મુખ્ય સંજ્ઞાઓ કહેવાય છે. (સંજ્ઞા=પાડેલું નામ.)

**ટેકરો**—જમીન વધીને ઉંચી થઈ ગઈ હોય તેને ટેકરો કહેછે.

**ડુંગરી**—ઉંચા ટેકરાને ડુંગરી કે ધાર કહે છે.

**ડુંગર**—મોટી ડુંગરીને ડુંગર કહે છે.

**પર્વત**—ઉંચા ને ઘણે સુધી વધેલા ડુંગરને પર્વત કહે છે.

**તળેટી**—ડુંગરના મૂળ આગળની જગાને તળેટી કહે છે.

**ખીણ**—નજીકમાં આવેલા બે ડુંગર વચ્ચેની નીચી જમીનને ખીણ કહે છે.

**શિખર**—ડુંગરની ટોચને શિખર કહે છે.

**મેદાન**—ડુંગર કે ટેકરા વગરની જગાને મેદાન કહે છે.

**નદી**—મીઠા પાણીનો પ્રવાહ ઉંચી જગામાંથી નીકળી ઢળતી જગા તરફ વહેતો હોય તેને નદી કહે છે.

**વહેળો**—નાની નદીને વહેળો કહે છે.

**નદીનું મૂળ**—જે જગાએથી નદી નીકળે છે તેને તેનું મૂળ કહે છે.

**નદીનું મુખ**—જે જગાએ નદી સમુદ્રને મળે છે તેને તેનું મુખ કહે છે.

**તળાવ**—પાણીના નાના ખાડાને તળાવ કહે છે.

**સરોવર**—મોટા તળાવને સરોવર કહે છે.

**દરીઓ**—ખારા પાણીના ઘણા મોટા જત્થાને દરીઓ, સાગર કે સમુદ્ર કહે છે.

**મહાસાગર**—ઘણાજ મોટા દરીઆને મહાસાગર કહે છે.

**દરીઆકિનારો**—દરીઆનું પાણી જમીન પર જ્યાં સુધી આવેલું હોય તે હદને દરીઆકિનારો કહે છે.

**કિનારાના આકાર**—કિનારો ખાંચાવાળો હોય છે.

**ભૂશિર**—જમીનની અણી લાંબી થઇને દરીઆમાં ગઇ હોય તેને ભૂશિર કહે છે. (ભૂશિર=જમીનનું માથું)

**અખાત**—સમુદ્રનો ફાંટો લાંબો થઈને જમીનમાં ઘુસે છે તેને અખાત કહે છે.

**ઉપસાગર**—અખાત બહુ પહોળો થઇ જમીન તરફ ઘણો વધી જાય તેને ઉપસાગર કહે છે.

**દ્વીપ કે બેટ**—જમીનના જે ભાગની ચારે તરફ પાણી ફરી વળેલું હોય તેને દ્વીપ કે બેટ કહે છે.

**દ્વીપકલ્પ**—જમીનના જે ભાગની ત્રણ તરફ પાણી ફરી વળેલું હોય તેને દ્વીપકલ્પ કહે છે. (દ્વીપ જેવો)

**સામુદ્રધુની**—પાણીનો સાંકડો નાનો ભાગ પાણીના બે મોટા ભાગને જોડતો હોય તેને સામુદ્રધુની કહે છે.

**ખાડી**—સામુદ્રધુની ઘણી પહોળી હોય તો તેને ખાડી કહેછે.

**સંયોગી ભૂમિ**—જમીનનો સાંકડો નાનો ભાગ જમીનના બે મોટા ભાગને જોડતો હોય તેને સંયોગી ભૂમિ કહે છે.

---

# ઉત્તર વિભાગ
અને
# ગુજરાતની સામાન્ય ભૂગોળ.

છોકરાંઓ તમે તમારા જિલ્લાની ભૂગોળ શિખ્યાં તમારા જિલ્લાની નજીકમાં બીજા પાંચ જિલ્લા છે. તમારા જિલ્લાના ઉપરી કલેકટર સાહેબ છે. તેમ બીજા જિલ્લાના ઉપરી પણ કલેકટર સાહેબ છે. એમ ૭ જિલ્લામાં ૭ કલેકટરો છે. તે બધા કલેકટરોના ઉપરી કમિશનર સાહેબ છે. તે અમદાવાદમાં રહે છે. ૭ જિલ્લાનાં નામ નીચે મુજબ છેઃ— અમદાવાદ, ખેડા, પંચમહાલ, ભરૂચ, સુરત ને થાણા. આ ૭ જિલ્લામાં બ્રિટિશ સરકારનું રાજ્ય છે. તે ખાલસા મુલક કહેવાય છે ને તેના રાજા નામદાર પાંચમા જ્યોર્જ છે. આ ૭ જિલ્લાની પાડોશમાં કેટલાક

મુલક બીજા નાના દેશી રાજાઓનો છે. આ નાનાં દેશી રાજ્યોના ચાર જત્થા ઠરાવ્યા છે. તેમાનાં દરેક જત્થા ઉપર દેખરેખ રાખનાર સરકાર તરફથી એક અમલદાર રહે છે તે **પોલિટિકલ એજંટ** કહેવાય છે. અને એ જત્થો **એજન્સિ** કહેવાય છે. ચારે એજન્સિનાં નામ નીચે મુજબ છે. **પાલનપુર, મહીકાંઠા, રેવાકાંઠા ને સુરત** આમાંની પહેલી બે એજન્સિ મોટી છે તેથી ત્યાં પોલિટિકલ એજંટ રહે છે. પરંતુ પછીની બે નાની હોવાથી ત્યાંના પોલિટિકલ એજંટનું કામ નજીકના જિલ્લાના કલેક્ટરો કરે છે.

કમિશનર સાહેબના તાબાના મુલકને વિભાગ કહે છે. આપણા વિભાગનું નામ ઉત્તરભાગ છે. ઉપર લખ્યા મુજબ ઉત્તરવિભાગમાં ૭ જિલ્લા ને ચાર એજન્સિઓ છે.

ઉત્તર વિભાગની પશ્ચિમે કાઠિઆવાડ નામે મોટી **એજન્સિ** છે પણ તે ઉત્તર વિભાગના કમિશનર સાહેબને તાબે નથી. **ગાયકવાડ સરકારનો મુલક** પણ ઉત્તર વિભાગમાં સેળભેળ થઇ ગયો છે તે પણ કમિશનર સાહેબને તાબે નથી.

થાણા જિલ્લા સિવાયનો આખો ઉત્તર વિભાગ, કાઠિઆવાડ એજન્સિ અને ગાયકવાડનો મુલક એટલું મળીને એક આખો પ્રાંત થઈ શકે છે. તે **ગુજરાત** કહેવાય છે.

## ગુજરાત પ્રાંત

ગુર્જર નામના લોકો પરથી આપણા મુલકનું નામ ગુર્જરરાષ્ટ્ર પડેલું હતું તે પરથી ગુજરાત કહેવાય છે.

**સીમા**—**ઉત્તરે,** રજપુતાના **પૂર્વે,** માળવા ને ખાનદેશ.

દક્ષિણે, મહારાષ્ટ્ર ને અરબી સમુદ્ર, પશ્ચિમે, અરબીસમુદ્ર, કચ્છનો અખાત ને કચ્છનું રણ. (રેતીની બનેલી જમીન રણ કહેવાય છે.)

**વિસ્તાર**—આખા ગુજરાતનું *ક્ષેત્રફળ ૬૦૦૦૦ + ચોરસ માઈલ્સ છે એટલે અમદાવાદ જિલ્લાથી પંદર ગણો મોટો છે

**કુદરતી વિભાગ**—(૧) કાઠિઆવાડ ને (૨) શુદ્ધ ગુજરાત.

**જમીનનો ઢાળ**—શુદ્ધ ગુજરાતનો ભાગ પૂર્વ તરફ ઉંચો ને પશ્ચિમ તરફ ઢળતો છે. કાઠિઆવાડનો મધ્ય ભાગ ઉંચો છે ને ચારે તરફ ઢળતો છે.

**પહાડો**—આરાસુર, પાવાગઢ, ગીરનાર ને શેત્રુંજો.

**ડુંગર**—રાજપીપળાના ને પારનેરાનો.

**નદીઓ**—નર્મદા કે રેવાજી, તાપી, મહી, સાબરમતી, બનાસ, સરસ્વતી ને ભાદર આ સિવાય નાની નદીઓ ઘણી છે.

**જંગલ**—ગીરનું. **સમુદ્ર**—અરબી.

**રણ**—કચ્છનું. **ભૂશિર**—જગત્પોઇંટ.

**અખાત**—કચ્છનો ને ખંભાતનો.

**બેટ**—શંખોદ્ધાર, દીવ ને પીરમ.

**વરસાદ**—સુરતજિલ્લામાં ને ગીરના જંગલમાં વધારે પણ ઉત્તરમાં રણ પાસેની જમીનમાં ઓછો.

---

* ક્ષેત્રફળ એટલે સપાટીનું (તળીઆનું) માપ.

+ ૧ માઇલ લાંબી ને ૧ માઈલ પહોળી જગા તે ૧ ચો. મા.

**હવા**—તંદુરસ્તીવાળી. માત્ર જંગલની હવા ભેજવાળી છે.

**વનસ્પતિ**—સાગ, સીસમ, ખેર, મહુડાંનાં ઝાડ, વાંસ, આંબા, આમલી, પીપળા, વડ, લીમડા, રાયણ, ગુંદા, ખાખરા, નાળિએરી, ખજુરી, વગેરે.

**જનાવરો**—ઊંટ, ઘોડાં, ગધેડાં, પાડાં, બળદ, ભેંસ, ગાય, વગેરે ગ્રામ્ય જનાવરો, સર્વ સ્થળે નજરે પડે છે. સિંહ, વાઘ, દીપડા, રીંછ, વાંદરાં, હરણ, સાબર, વગેરે જંગલી જનાવરો જંગલમાં નજરે પડે છે. સિંહ ફક્ત ગીરના જંગલમાંજ છે. પક્ષીઓમાં મોર, પોપટ, ચકલી, કાગડા, કબુતર, વગેરે જોવામાં આવે છે. ઝેરી જનાવરોમાં સાપ, વીંછી વગેરે જોવામાં આવે છે.

**વસ્તી**—લગભગ ૯૨ લાખ માણસની.

**ધર્મ**—હિંદુ, મુસલમાન, જૈન, પારસી ને ખ્રિસ્તી.

**જાત્રાનાં સ્થળ—હિંદુનાં**—ડાકોર, દ્વારકા, સિદ્ધપુર, કર્નાળી, અંબાજી, બહુચરાજી, વગેરે.

**જૈનનાં**—શેત્રુંજો ને ગિરનાર.

**પારસીનાં**—ઉદવાડા.

**લોકોનાં લક્ષણ—કાઠિઆવાડી**—શરીરે મજબુત, તીખા, શોખીન, શાણા ને બોલવામાં મીઠા.

**અમદાવાદી**—ઉદ્યોગી, કરકસરીઆ, વિવેકી ને પરગજુ.

**સુરતી**—શોખીન, નાજુક, વિચિક્ષણ ને સુંદર.

**ધંધા**—ખેતી, વેપાર, કારીગરી, મજુરી ને નોકરી.

**પેદાશ—ખેતીની—**જુદી જુદી જાતનાં અનાજ, રૂ, ને તેલીબીઆં.

**ખનીજ**—પત્થર, લોઢું, અકીક, સીસું ને મીઠું.

**હુન્નરી**—સુતરાઉ ને રેશમી કાપડ, વાસણો ને સાબુ.

**વેપાર—નિકાસ—**સુતર, સુતરાઉને રેશમી કાપડ, તેલીબીઆં અનાજ ને રૂ.

**આયાત**—સોનું, રૂપું, લોઢું, સાંચાકામ, કાપડ, ખાંડ, કાચ, દવા, કેરોસીન, રંગો વગેરે.

**વેપારના માર્ગો**—(૧) રેલવે, (૨) પાકાને કાચા સડકો. (૩) દરીઆ ને નદીના માર્ગ.

**રેલવે**—(૧) બોમ્બે, બરોડા એન્ડ સેંટ્રલ ઇંડિઆ રેલવે. (૨) રજપુતાના માળવા રેલવે (૩) તાપટીવેલી રેલવે. (૪) કાઠિઆવાડ સ્ટેટ રેલવે. (૫) ગાયકવાડ સ્ટેટ રેલવે.

**બંદરો**—વલસાડ, સુરત, ભરૂચ, ખંભાત, ધોલેરા, ભાવનગર, મહુવા, જાફરાબાદ, દીવ, વેરાવળ, પોરબંદર, દ્વારકા ને બેડી.

**રાજ્યપદ્ધતિ**—ગુજરાતમાં ચાર પ્રકારનું રાજ્ય છે. (૧) અંગ્રેજી ખાલસા મુલક. (૨) નાનાં દેશી રાજ્યો (૩) ગાયકવાડ સરકારનું મોટું દેશી રાજ્ય (૪) પરદેશીરાજ્ય ખાલસા મુલકના જિલ્લા પાડી સરકારે કલેક્ટર નીમ્યા છે. નાના દેશી રાજ્યોના સમુહ ઠરાવી તેમના પર પોલિટિકલ એજંટ રાખ્યા છે. આવા સમુહને એજન્સિ કહે છે.

ગાયકવાડના મોટા દેશી રાજ્યમાં અંગ્રેજી લાભ સંભાળવા રેસિડેન્ટ રહે છે.

પરદેશી રાજ્ય પોર્ટુગીઝ લોકોનું છે તે પોર્ટુગલ દેશના છે. તે અંગ્રેજ સરકારનું મિત્રરાજ્ય છે તેમાં સરકાર તરફથી એલચી (વકીલ) રહે છે.

## ગુજરાતના રાજકીય વિભાગો.

| | | |
|---|---|---|
| **જિલ્લા** | (૧) અમદાવાદ જિલ્લો. | અમદાવાદ. |
| | (૨) ખેડા જિલ્લો. | ખેડા. |
| | (૩) પંચમહાલ જિલ્લો. | ગોધરા. |
| | (૪) ભરૂચ જિલ્લો. | ભરૂચ. |
| | (૫) સુરત જિલ્લો. | સુરત. |
| **એજન્સિ** | (૬) કાઠિઆવાડ એજન્સિ. | રાજકોટ. |
| | (૭) પાલનપુર એજન્સિ. | પાલનપુર. |
| | (૮) મહીકાંઠા એજન્સિ. | સાદરા. |
| | (૯) રેવાકાંઠા એજન્સિ નાદોદ, બારીઆ, લુણાવાડા, છોટાઉદેપુર, સુંથ ને વાડાસિનોર. | |
| | (૧૦) સુરત એજન્સિ—વાંસદા, ધરમપુર, સચીન ને ડાંગ. | |
| **સંસ્થાન** | (૧૧) ખંભાત સંસ્થાન. | ખંભાત. |
| | (૧૨) ગાયકવાડી મુલક. | વડોદરા. |
| **પરદેશી રાજ્ય** | (૧૩) પોર્ટુગીઝનો મુલક. | દીવને દમણ. |

## અમદાવાદ જિલ્લો.

**જમીન**—સપાટ ને ફળદ્રુપ.

**નદીઓ**—સાબરમતી, હાથમતી, વાત્રક ને સુકભાદર.

**સરોવર**—નળ—તે ખારૂં છે.

**તાલુકા**—દસક્રોઇ, વીરમગામ, પ્રાંતીજ, ધોળકા ને ધંધુકા.

**પેટા તાલુકા**—મોડાસા, સાણંદ ને ધોઘા.

**જાણવાલાયક સ્થળો**—**અમદાવાદ** ( ૨ા લાખ) તે ગુજરાતમાં સૌથી મોટું શહેર છે. તેમાં ઘણો વેપાર થાય છે. કાપડ વણવાની આશરે ૫૦ મીલો છે. અહીં કસબ, રેશમ ને સુતરનું કામ સારૂં થાય છે. આ શહેર ઇ. સ. ૧૪૧૨ માં સુલતાન અહમદશાહે વસાવ્યું છે. ત્યારથી તે ગુજરાતની રાજધાની છે, તેનું બીજું નામ રાજનગર છે. અહીં જુના વખતનાં બાંધકામો ઘણાં જોવા જેવાં છે તે પૈકી જુમામસીદ, શાહઆલમનો રોઝો, કાંકરીઉ તળાવ, શાહીબાગ વગેરે મુખ્ય છે. **પ્રાંતીજ** ત્યાં સાબુ બને છે. **વીરમગામ** મોટું જંકશન છે ત્યાં મુન્સર તળાવ છે. **ખારાગોડા** ત્યાં વડાગરૂં મીઠું થાય છે. **ધોળકા** ત્યાં સુંઠ ને દાડમ સારાં થાય છે, ત્યાં મલાવ તળાવ છે. **ધંધુકા** તેની આજુબાજુનો ભાગ ભાલ કહેવાય છે ભાલ ઘઉં ને કપાસ માટે પ્રખ્યાત છે. **ધોલેરા** બંદર છે. **રોઠા** ત્યાં મેળો ભરાય છે. **કાસીંદ્રા** ત્યાંનાં ગોળ વખણાય છે. આ સિવાય **સાણંદ, પાટડી, રાણપુર** ને **ધોઘા** બીજાં ગામો છે.

## ખેડા જિલ્લો.

**જમીન**—સપાટ ને ફળદ્રુપ.

**નદીઓ**—મહી, મેશ્વો, વાત્રક ને શેઢી.

**તાલુકા**—કપડવણજ, ઠાસરા, નડિઆદ, મેમદાવાદ, માતર, આણંદ ને બોરસદ.

**જાણવા લાયકસ્થળો**—ખેડા જિલ્લાનું મુખ્ય શહેર છે. **મેમદાવાદ** ત્યાં ભમરીઓ કુવો જોવા જેવો છે. **કપડવણજ** ત્યાં કાચ ને સાબુ બને છે. **લસુંદ્રા** ત્યાં ઉનાપાણીના કુંડ છે. **ડાકોર** તેમાં રણછોડજીનું મંદિર છે. **નડીઆદ** ખેડા જિલ્લામાં મોટું શહેર છે. **વડતાલ** સ્વામીનારાયણનું ધામ છે. **આણંદ** રેલવે જંકશન છે. **માતર**, ઉમરેઠ ને **મહુધા** બીજાં ગામો છે.

## પંચમહાલ જિલ્લો.

પાંચ મહાલ ઉપરથી આ જિલ્લો પંચમહાલ કહેવાય છે.

**જમીન**—ડુંગરા ને જંગલોવાળી.

**પેદાશ**—મહુડાં, મકાઈ ને ઇમારતી લાકડાં.

**લોકો**—ભીલ ને નાયકડા વિશેષ છે.

**ડુંગર**—પાવાગઢ તેના પર કાળિકા માતાનું સ્થાનક છે.

**નદી**—મહી.

**તાલુકા**—ગોધરા, કાલોલ ને દાહોદ

**પેટા તાલુકા**—હાલોલ ને ઝાલોદ.

**જાણવા લાયક સ્થળો**—**ગોધરા** જિલ્લાનું મુખ્ય શહેર છે. **દાહોદ** ઓરંગઝેબ બાદશાહની જન્મભૂમિ છે. **ચાંપાનેર** વનરાજના પ્રધાન ચાંપાએ વસાવ્યું છે.

## ભરૂચ જિલ્લો.

**જમીન**—કાળી ને ઘણી ફળદ્રુપ.

**પેદાશ**—રૂ ઘણું, સિવાય બીજું અનાજ.

**નદીઓ**—નર્મદા, ઢાઢર, મહી ને કીમ.

**તાલુકા**—ભરૂચ, અંકલેશ્વર, વાગરા, આમોદ ને જંબુસર.

**પેટા તાલુકા**—હાંસોટ.

**જાણવા લાયક સ્થળો**—**ભરૂચ** તે નર્મદાને કિનારે છે. જુના વખતમાં તે ભારે નામીચું બંદર હતું. ભરૂચ પાસેનો નર્મદા નદીનો પૂલ જોવા જેવો છે. **શુકલતીર્થ** જાત્રાનું ધામ છે તેની નજીક નર્મદાના બેટમાં કબીર વડ જોવા જેવો છે. **આમોદ** ત્યાં ચપ્પુ બને છે. **અંકલેશ્વર** જંકશન છે. **હાંસોટ** ત્યાંના હાંસોટી ઘઉં વખણાય છે. **ભાડભુત** જાત્રાનું ધામ છે.

## સુરત જિલ્લો.

**જમીન**—સપાટ ને ફળદ્રુપ.

**પેદાશ**—ડાંગર, ફળો, શાકભાજી ને અનાજ.

**ડુંગર**—પારનેરા.

**નદીઓ**—તાપી, કીમ, મીંઢોળા, પૂર્ણા, અંબીકા, ઔરંગાપાર, કોલક ને દમણગંગા.

**તાલુકા**—ઓરપાડ, ચોર્યાસી, જલાલપોર, વલસાડ, પારડી, માંડવી, બારડોલી ને ચીખલી.

**જાણવા લાયક સ્થળો**—**સુરત** ( સવા લાખ ) જિલ્લાનું મુખ્ય શહેર તાપીના કિનારા પર આવેલું છે. તે જુના વખતમાં મોટું બંદર હતું. હાલ ત્યાં માત્ર નાનાં વહાણો આવે છે. તોપણ તે ગુજરાતમાં બીજા નંબરનું શહેર છે. તે શહેર રેશમી ને કસબી કાપડ માટે હજુ પણ પ્રખ્યાત છે. ત્યાંની બસ્તી ને સુતરફેણી ખાસ પ્રસિદ્ધ છે. **વલસાડ** બંદર છે. ત્યાંનો ગોળ વખણાય છે. **તીથલ** હવા ખાવાનું સ્થળ છે. **હજીરા** તાપીને કિનારે હવા ખાવાનું સ્થળ છે. (હજીરો એટલે ) કબર **ઉદવાડા** પારસીનું જાત્રાનું ધામ છે. **બહુધાન** ત્યાં બાર વરસે જાત્રા ભરાય છે.

## દેશી રાજ્યો.

ગુજરાતમાં ત્રણ પ્રકારનાં દેશી રાજ્યો છે. કેટલાંક દેશી રાજ્યો ઉત્તર વિભાગના કમિશનર સાહેબની દેખરેખ નીચે છે. કાઠિઆવાડની મોટી એજન્સિ મુંબઈના ગવર્નર સાહેબ તરફથી નિમાએલા અમલદાર એજંટ ટુ ધ ગવર્નરની દેખરેખ નીચે છે. તેને કમિશનર સાહેબ સાથે કંઇ સંબંધ નથી. ત્રીજા પ્રકારનું દેશી રાજ્ય ગાયકવાડી રાજ્ય છે. તે હિંદના સૌથી વડા અધિકારી વાઇસરોય સાહેબની દેખરેખ નીચે છે. ને તેમના તરફથી વડોદરામાં *રેસિડેન્ટ રહે છે.

કમિશનર સાહેબની દેખરેખ નીચેનાં ગુજરાતનાં દેશીરાજ્યો

(૧) પાલણપુર એજન્સિ, (૨) મહીકાંઠા એજન્સિ, (૩) રેવાકાંઠા એજન્સિ (૪) સુરત એજન્સિ, (૫) ખંભાત સંસ્થાન.

### પાલનપુર એજન્સિ.

**જમીન**—રેતાળ ને ઓછી ફળદ્રુપ

**નદીઓ**—અનાસ ને સરસ્વતી

+ **સંસ્થાનો**—પાલનપુર, રાધનપુર, થરાદ, કાંકરેજ ને વાવ

**જાણવાલાયક સ્થળો**—**પાલનપુર** ત્યાંના રાજકર્ત્તા બાબી મુસલમાન છે ને દિવાન કહેવાય છે. **ડીસા** તે પાલનપુરના નવાબનું

---

* રેસિડેન્ટ—મોટાં દેશી રાજ્યોમાં સરકાર તરફથી રહેતો અમલદાર.

\+ **સંસ્થાન**—એક દેશી રાજાના તાબાનો મુલક તે સંસ્થાન કહેવાય છે.

ગામ છે ત્યાં અંગ્રેજી લશ્કરની છાવણી છે. રાધનપુર રાજકર્ત્તા મુસલમાન છે ને નવાબ કહેવાય છે. ત્યાં સુરોખાર ઘણો થાય છે. મુંજપુર વેપારનું સ્થળ છે.

## મહીકાંઠા એજન્સિ.

**જમીન**—ડુંગરાળ ને જંગલવાળી.

**લોકો**—ઘણો ભાગ ભીલ કોળીનો

**ડુંગર**—આરાસુર તેનાપર અંબાભવાનીનું દહેરૂં છે.

**નદીઓ**—સાબરમતી, હાથમતી, વાત્રક ને સરસ્વતી.

**સંસ્થાનો**—ઈડર, દાંતા, માલપુર, મોહનપુર, માણસા ને અંબલીઆરા.

**જાણવા લાયક સ્થળો**—ઈડર આ એજન્સિમાં મોટું શહેર છે, અમનગર ત્યાંથી પત્થર નીકળે છે. દાંતા આરસ પત્થર માટે પ્રસિદ્ધ છે. સાદરા સાબરમતીને કાંઠે પોલિટિકલ એજંટનું મથક છે. કુંભારીઆ નાનું ગામ છે ત્યાં જૈનોનાં સુંદર દહેરાં છે તે દેલવાડા કહેવાય છે, પેથાપુર ત્યાંની સાલ્લાની બાંધણી વખણાય છે.

## રેવાકાંઠા એજન્સિ.

રેવા (નર્મદા) નદીપરથી આ એજન્સિનું નામ પડેલું છે.

**જમીન**—ડુંગરા ને જંગલોવાળી.

**પેદાશ**—મહુડાં, સાગ ને તેલી બીઆં.

**લોકો**—મોટે ભાગે ભીલ લોકો છે.

**ડુંગર**—રાજપીપળાના.

**નદીઓ**—નર્મદા ને મહી.

**સંસ્થાનો**—રાજપીપળા, છોટાઉદેપુર ને બારીઆ, લુણાવાડા, સુંથ અને વાડાશિનોર.

**જાણવાલાયક સ્થળો**—**નાંદોદ** નર્મદાને કિનારે રાજપીપળા સંસ્થાનનું રાજધાનીનું શહેર છે. **છોટાઉદેપુર ને બારીઆ** જંગલ વાળો પ્રદેશ છે. **વાડાશિનોર**—ત્યાંના નવાબ બાબી કુટુંબના છે. **લુણાવાડા ને સુંથ** નાનાં ગામો છે.

## સુરત એજન્સિ.

**જમીન**—ડુંગરા ને જંગલોવાળી.

**પેદાશ**—ડાંગર, ઈમારતી લાકડાં ને અનાજ.

**નદીઓ**—અંબીકા, ઔરંગા, પાર, કોલક ને દમણગંગા.

**સંસ્થાન**—વાંસદા, ધરમપુર, સચીન ને ડાંગ.

**જાણવાલાયક સ્થળો**—**સચીન** ત્યાંના રાજકર્ત્તા નવાબ કહેવાય છે, ડુમસ તે સચીન સંસ્થાનના તાબાનું ગામ છે ને હવા ખાવાનું સ્થળ છે. **ધરમપુર** તે જુના વખતમાં રામનગર કહેવાતું. **વાંસદા** ત્યાંથી ૬ માઇલ દૂર ઉનાઈ નામનો ઉના પાણીનો કુંડ છે. **ડાંગનું** રાજ્ય ત્યાંનો રાજા ભીલ છે.

## ખંભાત સંસ્થાન.

**જમીન**—સપાટ, રેતાળ ને ખારવાળી.

**નદી**—મહી.

**શહેર**—**ખંભાત** તેનું જૂનું નામ સ્તંભાવતી હતું. જૂના વખતમાં તે ઘણું માતબર નગર હતું. પરંતુ દરીઓ ખસી જવાથી વેપાર પડી ભાગ્યો છે. ત્યાં અકીકના પત્થરમાંથી બટન ને એરિંગ સારાં બને છે.

## ગાયકવાડી રાજ્ય.

આ રાજ્યે ગુજરાતના ૭ મા ભાગની જમીન રોકી છે તેમાં ૨૦ લાખ માણસો વસે છે તેના ૪ પ્રાંત પાડેલા છે, (૧) વડોદરા પ્રાંત, (૨) કડીપ્રાંત. (૩) નવસારી પ્રાંત (૪) અમરેલી પ્રાંત.

**વડોદરાપ્રાંત**—એમાં આવેલું **વડોદરા** રાજધાનીનું નગર છે તેમાં ૧ લાખ કરતાં વિશેષ વસ્તી છે. લક્ષ્મીવિલાસ પેલેસ, નજરબાગ, વગેરે જોવાલાયક છે. ડભોઇ ત્યાં જુનો કિલ્લો છે. **કર્નાળી** જાત્રાનું ધામ છે. **પેટલાદ, સોજીંત્રા, વસો** ને પાદરા દેશી કાપડ માટે પ્રખ્યાત છે.

**કડીપ્રાંત**—**પાટણ** તે ૧૪૧૨ સુધી ગુજરાતની રાજધાની હતું તે વનરાજ ચાવડાએ ૭૪૬ માં વસાવ્યું હતું. ત્યાંનાં પટોળાં ને માટીનાં વાસણ વખણાય છે. **સિદ્ધપુર** જાત્રાનું સ્થળ છે તેનું જૂનું નામ શ્રીસ્થળ હતું. **વીસનગર** હળદર વખણાય છે. **કડી** ત્યાંના બળદ વખણાય છે. **બહુચરાજી** બહુચર માતાના સ્થાન માટે પ્રખ્યાત છે. **ઉંઝા** કડવા કણબીની કુળદેવીનું સ્થાનક છે. **મેસાણા** મોટું જંકશન છે. **આંતરસુબા** ત્યાં લોઢાનું કામ સારૂં થાય છે.

**નવસારીપ્રાંત**—**નવસારી** તેમાં પારસીની વસ્તી વિશેષ છે. **ગણદેવી** ત્યાંનો ગોળ વખણાય છે. **સોનગઢ** ગાયકવાડ સરકારની જૂની રાજધાની ઘાસની પેદાશ માટે પ્રસિદ્ધ છે.

**અમરેલીપ્રાંત**—**અમરેલી** ત્યાં દેશીકાપડ સારૂં બને છે. **ધારી** ત્યાં તરવારનાં મ્યાન બને છે. **કોડીનાર** ઘીના વેપાર માટે પ્રખ્યાત છે. **દ્વારકાને શંખોદ્ધાર** જાત્રાનાં ધામ છે. **દામનગરને શીઆનગર** બીજાં ગામો છે.

**ગાયકવાડી રાજ્ય પદ્ધતિ**—અંગ્રેજી રાજ્યના જેવી ઘણી ખરી ગોઠવણ છે માત્ર નામ ફેર હોય છે. તાલુકાનો ઉપરી વહીવટદાર. પ્રાંતનો ઉપરી સુબો, સુબાનો ઉપરી સરસુબો, તેનો ઉપરી દિવાન ને દિવાનના ઉપરી તરીકે ગાયકવાડ મહારાજા હોય છે.

## કાઠિઆવાડ એજન્સિ.

એનું જૂનું નામ સૌરાષ્ટ્ર હતું પછી કાઠી રજપુતો પરથી તેનું નામ કાઠિઆવાડ પડયું છે. કાઠિઆવાડમાં ગાયકવાડના મુલક સિવાય ૧૯૩ નાનાં દેશીરાજ્યો આવેલાં છે. તેમાંનાં જુનાગઢ, જામનગર, ભાવનગર, પોરબંદર ધ્રાંગધ્રા, મોરબી, ગોંડળ ને જાફરાબાદ એટલાં પહેલા વર્ગનાં છે અને વાંકાનેર, પાલિતાણા, ધ્રોળ, લીમડી, વઢવાણ ને રાજકોટ એટલાં બીજા વર્ગનાં છે. બાકીનાં નાનાં છે. બધાં રાજ્યોની દેખરેખ માટે ગવર્નર સાહેબનો એજંટ રાજકોટમાં રહે છે. તે એજંટ ટુ ધિ ગવર્નર કહેવાય છે. સગવડતા ખાતર કાઠિઆવાડ એજન્સિના ૪ પ્રાંત કરેલા છે તે દરેકના ઉપર પોલિટિકલ એજંટ રાખેલા છે.

| પ્રાંતનાં નામ | પોલિટિકલ એજંટનો મુકામ |
|---|---|
| ૧ હાલાર | રાજકોટ |
| ૨ સોરઠ | જેતલસર કેમ્પ |
| ૩ ગોહિલવાડ | સોનગઢ |
| ૪ ઝાલાવાડ | વઢવાણ કેમ્પ |

કાઠિઆવાડમાં વરસાદ બહુ પડતો નથી ને નદીઓ નાની છે તેથી ચોમાસા સિવાય બધો વખત મુલક સુકો લાગે છે ને તાપ બહુ પડે છે. વસ્તી ૨૫ લાખની છે.

**પર્વતો**—ગીર, ગીરનાર, શેત્રુંજો, બરડો ને ચોટીલાના ડુંગરો.

**નદીઓ**—ભાદર, શેત્રુંજી, ઓઝત, ઉબેણ, આજી, ઉંડ, મચ્છુ વઢવાણનો ભોગાવો, લીંમડીનો ભોગાવો, સુકભાદર ને કાળુભાર.

**બેટ**—શંખોદ્ધાર, દીવ ને પીરમ.

**રણ**—કચ્છનું. **અખાત**—કચ્છનો ખંભાતનો.

**બંદરો**—દ્વારકા, પોરબંદર, વેળાવળ દીવ, જાફરાબાદ, મહુવા ભાવનગર. **ભૂશિર**—જગતપોઇંટ.

**તળાવો**—રાજકોટ, ગોંડળ, ભાવનગર વગેરે સ્થળે નાનાં તળાવો છે.

**રેલવે**—ભાવનગર સ્ટેટ રેલવે, ગોંડળ સ્ટેટ રેલવે, પોરબંદર સ્ટેટ રેલવે, જુનાગઢ સ્ટેટ રેલવે, જામનગર સ્ટેટ રેલવે ને મોરબી રેલવે.

## હાલાર પ્રાંત.

હાલાજી જાડેજાના નામ પરથી હાલાર નામ પડ્યું છે.

**પર્વત**—બરડો તેમાં વાંસ પુષ્કળ થાય છે.

**નદીઓ**—મચ્છુ, આજી ને ઉંડ.

**સંસ્થાનો**—નવાનગર, મોરબી, ગોંડળ, ધ્રોળ, રાજકોટ, વાંકાનેર, વીરપુર, માળીઆ ને કોટડા સાંગાણી.

**જાણવા લાયક સ્થળો**—**નવાનગર** ત્યાંના રાજકર્ત્તા જામસાહેબ કહેવાય છે. ત્યાં કંકુ, બાંધણી ને રેશમી કાપડ બને છે. **મોરબી** તાંબા પિત્તળનાં વાસણ બને છે. **રાજકોટ** કાઠિઆવાડ

એજન્સિનું મુખ્ય શહેર છે ત્યાં રાજકુમાર કોલેજ ને સંગ્રહસ્થાન જોવા લાયક છે. **વીરપુર** જલા ભક્તાની જગા માટે પ્રસિદ્ધ છે. ખંભાળીયા, કાલાવડ, જોડીઆ, બાલાચડી, મોરાજી, ઉપલેટા, ભાયાવદર, સરધાર, કુવાડવા, વવાણીઆ, વગેરે બીજાં ગામો છે.

***સરકારી થાણાં**—રાજકોટ, માળીઆ, ધ્રાફા, લોધીકા ને મૂળીલા,

## સોરઠ પ્રાંત.

સૌરાષ્ટ્ર ઉપરથી સોરઠ નામ પડેલું છે.

**પર્વત**—ગીરનાર, ગીર ને બરડો.

**નદીઓ**—ભાદર, ઉબેણ ને ઓઝત.

**જાત્રાનાં સ્થળ**—તુલશીશ્યામ ને પ્રભાસપાટણ.

**સંસ્થાનો**—જુનાગઢ, પોરબંદર, જાફ્રાબાદ, બાંટવા, જેતપુર ને બગસરા.

**જાણવાલાયક સ્થળો**—**જુનાગઢ** કાઠિઆવાડમાં પહેલા નંબરનું રાજ્ય છે. ત્યાં જુના વખતનો કિલ્લો વગેરે જોવાલાયક છે. પોરબંદર તેનું જૂનું નામ સુદામાપુરી હતું. **જાફરાબાદ** રાજકર્ત્તા હબસી મુસલમાન છે. **જેતપુર** રાજકર્ત્તા કાઠી રજપુતો છે. **બગસરા** ત્યાં દેશી કાપડ સારૂં બને છે. વેરાવળ, કુતીઆણા, વણથલી, માધવપુર, માણાવદર વગેરે બીજાં ગામ છે.

**સરકારી થાણાં**—જેતલસર, લાખાપાદર ને ડેડાણ.

---

***સરકારી થાણાં**—નાના જાગીરદારોની જાગીર પર ન્યાય ને પોલિસ ખાતામાં સરકારની સત્તા રાખી છે. તેવાં સ્થળ થાણાં કહેવાય છે.

## ગોહિલવાડ.

ગોહિલ રજપુતો પરથી ગોહિલવાડ નામ પડયું છે.

**પર્વત**—શેત્રુંજો તેના પર જૈન લોકોનાં સુંદર દહેરાં છે.

**નદીઓ**—઼ઘેલો, કાળુભાર ને શેત્રુંજી.

**સંસ્થાનો**—ભાવનગર, પાલિતાણા, વળા, જસદણ ને લાઠી.

**જાણવા લાયક સ્થળો**—**ભાવનગર** તે વસ્તીને વેપારમાં કાઠિયાવાડમાં પહેલા નંબરનું શહેર છે. તેનું બંદર સારૂં છે; શિહોર, મહુવા, કુંડલા, તળાજા, ગઢડા. વગેરે ભાવનગર સંસ્થાનનાં મોટાં ગામો છે. શિહોર તાંબા પિત્તળના સામાન માટે ને કુંડલા લોઢાના સામાન માટે પ્રસિદ્ધ છે.

**સરકારી થાણાં**—સોનગઢ, ચોક, દાઠા ને બાબરા.

## ઝાલાવાડ પ્રાંત.

ઝાલા રજપુતોના નામ પરથી ઝાલાવાડ નામ પડેલું છે.

**પર્વત**—ચોટીલો.

**નદીઓ**—વઢવાણનો ભોગાવો, લીમડીનો ભોગાવો ને સુકભાદર.

**સંસ્થાનો**—ધ્રાંગધ્રા, લીંબડી, વઢવાણ, લખતર, સાયલા, ચુડા, પાટડી, બજાણા ને મૂળી.

**જાણવા લાયક સ્થળો**—**ધ્રાંગધ્રા** ત્યાં ઘંટીનો પત્થર નીકળે છે, **લીમડી**—સુડી સારી બને છે. **વઢવાણ** સાબુ માટે પ્રખ્યાત

છે. વઢવાણ કેમ્પ મોટું જંકશન છે. થાન પેંડા ને માટીનાં ઠામ વખણાય છે. સાયલા લાલા ભક્તને લીધે પ્રસિદ્ધ છે.

**સરકારી થાણાં**—વઢવાણ કેમ્પ, ચોટિલા, ભોઇકા, દસાડા લીંડલગઢ ને પાળિયાદ.

## પરદેશી રાજ્ય.

**પોર્ટુગીઝનો મુલક**—દીવ ને દમણ તે ઉપરાંત થાણા જી-લ્લામાં નગરહવેલી નામનો તાલુકો છે.

## થાણા જિલ્લો.

આ જિલ્લો ગુજરાતમાં ગણાતો નથી. પરંતુ ઉત્તર વિભાગમાં ગણાય છે તેથી તેનું વર્ણન અત્રે આપ્યું છે.

ખેટ—સાષ્ટી ને વસાઇ.

**પર્વત**—પશ્ચિમઘાટ.

**મુખ્ય શહેરો**—થાણા, વાંદરા, વસઇ ને કલ્યાણ. વસાઇનાં પાન, શેરડી ને કેળાં વખણાય છે.

હકીકત—ભાષા મરેઠી બોલાય છે. વરસાદ બહુ પડે છે. ડાંગર બહુ પાકે છે, કેનેરીની ગુફા જોવા જેવી છે.



# નકશામાં પુછવાનાં સ્થળો.

| | | | |
|---|---|---|---|
| અંકલેશ્વર | ચાણોદ | ધોળકા | લાઠી |
| અમદાવાદ | ચાંપાનેર | નડિઆદ | લુણાવાડા |
| અમનગર | ચોટિલા | નવસારી | વઢવાણ |
| આણંદ | જલાલપુર | નવાનગર | વડોદરા |
| આમોદ | જાફરાબાદ | નાંદોદ | વલસાડ |
| આજી | જુનાગઢ | પ્રાંતિજ | વાડાશિનોર |
| આબુ | જેતપુર | પાલિતાણા | વાંકાનેર |
| આરાસુર | ઝાલાવાડ | પાલનપુર | વીસનગર |
| ઇડર | ઝીંઝુવાડા | પાટણ | વીરમગામ |
| ઉમરેઠ | ડભોઈ | પાવાગઢ | વેરાવળ |
| ઓરપાડ | ડાકોર | પોરબંદર | શેઢી |
| કડી | ડીસા | બનાસ | શેત્રુંજી |
| કપડવણજ | ડુમસ | બરડો | શેત્રુંજો |
| કાલોલ | ઢાઢર | ભરૂચ | સરસ્વતી |
| કીમ | તાપી | ભાદર | સચીન |
| ખંભાત | તુળસીસ્યામ | ભાવનગર | સાબરમતી |
| ખારાઘોડા | દ્વારકા | મહી | સાદરા |
| ખેડા | દાહોદ | મહેમદાવાદ | સિદ્ધપુર |
| ગણદેવી | દાંતા | મચ્છુ | સુરત |
| ગિરનાર | ધરમપુર | માંડવી | સુંથ |
| ગીર | ધ્રાંગધ્રા | રાજકોટ | હાથમતી |
| ગોધરા | ધોરાજી | રાધનપુર | હાંસોટ |
| ગોંડળ | ધોલેરા | રાજપીપળા | હાલોલ |
| ઘોઘા | ધ્રોળ | રેવાજી | હાલાર |



# પદાર્થપાઠ સાર.

## પાઠ ૧ લો. પાણી ને તેનો ઉપયોગ.

**પાણી:**—તે આપણા જીવનને માટે ઘણોજ જરૂરનો પદાર્થ છે. તે પીવાના, નાહવાના, ધોવાના ને બીજા ઘણા કામમાં આવે છે. પાણી ન હોય તો આપણે મરી જઇએ.

**પાણીનું મોટું મુળ:**—વરસાદ.

**વરસાદ:**—આકાશમાંથી ફોરાંરૂપે પડતું પાણી વરસાદ કહેવાય છે.

**આકાશમાંથી વરસાદ પડવાનું કારણ;**—સૂર્યનાં કિરણો વડે પૃથ્વી પરના મહાસાગરો, તળાવો, નદીઓ, વગેરેનું પાણી ગરમ થઇને વરાળ રૂપે આકાશમાં ચડે છે, ત્યાં તેનાં વાદળાં બંધાય છે. તે વાદળાં ઠંડાં પડે છે, એટલે વરાળનાં ટીપાં બંધાઇ ફોરાં રૂપે નીચે પડે છે તેનું નામ વરસાદ.

**વરસાદ સિવાય આકાશમાંથી બીજી રીતે પડતું પાણી:**—વરસાદ સિવાય આકાશમાંથી કરા, હિમ, ઝાકળ, વગેરે રૂપે પણ પાણી પડે છે.

**કરા**—કોઇ કોઇ વખતે વરસાદનાં ફોરાં વાદળાંમાંથી પડતાં ઠરી જઇ બહુ કઠણ બને છે, ને કાંકરા માફક નીચે પડે છે, તેને આપણે કરા કહીએ છીએ.

**હિમ:**—ઠંડા મુલકોમાં ઘણીવાર એવું બને છે, કે વરસાદ કરાની માફક એકદમ ઘટ અને કઠણ થવાને બદલે ધીમે ધીમે બં-

ખાતો જાય છે. તે પુરેપુરો કઠણ થતા પહેલાં તેની રૂ જેવી સફેદ અને પોચી કરચો નીચે પડે છે; ત્યારે હિમ પડયું કહેવાય છે.

**ઝાકળ:**—કોઈ કોઈ વાર વરાળ ઠરી જઈ તેનાં પાણીનાં ટીપાં બંધાઈ ઘાસ કે ઝાડનાં પાંદડાં પર જોવામાં આવે છે તેને ઝાકળ કહે છે.

**પાણીનાં જુદાં જુદાં રૂપ**—વરાળ, પાણી ને બરફ.

**વરાળ:**—ગરમીથી પાણીની બાફ થઈ હવામાં ઉડી જાય છે તેનું નામ વરાળ.

**બરફ:**—ઘણી ઠંડીથી પાણી બંધાઇને ઘણુંજ ઠંડુ તથા સખત બને છે તેનું નામ બરફ.

**જમીનપર પડેલા વરસાદના પાણીનું શું થાય છે?—**

૧. કેટલુંક પાણી જમીન પર વહી, નદીમાં થઇ દરીઆમાં જાય છે.

૨. કેટલુંક પાણી જમીનની અંદર ઉતરી જઈ માંહે વહે છે ને જમીન ખોદતાં ઝરણુ રૂપે બહાર નીકળે છે.

૩. કેટલુંક પાણી વરાળ થઇને પાછું ઉંચે ચઢી જાય છે.

**વરસાદના પાણીથી જમીનના પૃષ્ટ પર થતા ફેરફાર—**

૧ રસ્તા ને ખેતરો ખોદાય છે ને તેમાં ચીરા કે ફાટ પડે છે.

૨. પર્વતો ને ડુંગરો ધોવાઈ જાય છે.

૩. નદી કિનારાની જમીન ચઢું ઠરવાથી ઘણી ફળદ્રુપ થાય છે.

૪. કાદવકચરો દરીઆમાં તણાઇ જાય છે; તેથી જમીન સાફ થાય છે ને દરીઆમાં નવા બેટ બને છે.

૫. ચોતરફ લીલું ઘાસ ઉગી નીકળે છે, વનસ્પતિ પ્રફુલ્લિત બને છે ને જાત જાતના પાક ઉત્પન્ન થાય છે.

## પાઠ ૨ જો દેવતા.

**હવા:**—આપણી આજુબાજુ જે ખાલી ભાગ દેખાય છે તે ખરૂં જોતાં ખાલી નથી, તેમાં એક પદાર્થ ભરેલો છે તે નજરે દેખાતો નથી પરંતુ પંખા નાખવાથી માલમ પડે છે. તેનું નામ હવા છે.

**વા કે પવન:**—કોઈ કોઈ વાર હવામાં ગતિ ઉત્પન્ન થાય છે ને હવા હાલે છે; એવી હાલતી હવાને વા કે પવન કહે છે.

**દીવા દેવતાને જરૂરનો પદાર્થ:**—દીવો, દેવતા અથવા હરકોઇ વસ્તુ સળગતી રહેવાને તાજી હવાની જરૂર છે.

**દીવા દેવતાને તાજી હવાની જરૂર છે તે બતાવનારા પ્રયોગ—**

૧ માણુબત્તીના વાલ્સેટવાળો દીવો લેવો તેના ગોળાપર ઢાંકણું ઢાંકવું પછી બાજુના કાણા રૂમાલ વતી બંધ કરવાં એટલે દીવો હોલવાઇ જશે કેમકે દીવાને તાજી હવા મળતી નથી.

૨ કાચના બરણું લઈ તેમાં મીણુબત્તીનો દીવો મૂકવો પછી બરણુંનું મોઢું બંધ કરવું એટલે થોડીવારમાં દીવો હોલવાઇ જશે, કેમકે દીવાને તાજી હવા મળતી નથી.

૩ થોડા અંગારા સગડીમાંથી લઈ જમીન પર નાખવા પછી ઉપર વાસણ ઢાંકવું થોડીવારે જોઇશું તો અંગારા હોલવાઈ ગએલા જણાશે કેમકે તેને તાજી હવા મળતી નથી.

**જુદી જુદી વસ્તુના બળવાની રીતો—**

૧ કેટલીકમાંથી જોત નીકળે છે, જેમકે, દીવો.

૨ કેટલીક તપીને લાલચોળ થાય છે. જેમકે, લોઢું.

**દીવાનો ઉપયોગ:**—અજવાળું ન હોય ત્યારે અજવાળું આપે છે.

**દેવતાનો ઉપયોગ**–રાંધવા, પાણી ગરમ કરવા, તાપવા, વરાળ-યંત્રો ચલાવવા, વગેરે ઘણાં કામોમાં દેવતા વપરાય છે.

**દેવતા પાડવાની રીતોઃ—**

૧ દીવાસળી સળગાવીને. ૨ ચકમક સાથે લોઢાનો કકડો ઘસીને. ૩ જુના વખતમાં લાકડાના કકડા એક બીજા જોડે ઘસીને.

**જંગલમાં દવ (અગ્નિ) લાગે છે તેનું કારણઃ**—પવનના સપાટાને લીધે ઝાડની ડાળીઓ એક બીજી જોડે ઘસાય છે ને સળગી ઉઠે છે; તેથી ચોતરફ અગ્નિ ફેલાય છે તેને દવ કહે છે.

## પાઠ ૩ જો મીઠું.

**મીઠું નામ પાડવાનું કારણઃ**—બીજી વસ્તુને મીઠી (સ્વાદિષ્ટ) બનાવે છે તેથી,

**મીઠાનો ઉપયોગઃઃ—**

૧ દાળ, શાક, કઢી, વગેરેમાં નાંખવાથી તે સ્વાદિષ્ટ બને છે.

૨ અથાણા તથા ખારીઆંમાં નાંખવાથી તેમાં જીવ પડતા નથી ને ઘણા દહાડા સુધી તાજાં રહે છે.

૩ માખણમાં નાખવાથી તેમાં જીવ પડતા નથી

**મીઠાના ગુણઃ—**

૧ લોહીને સ્વચ્છ કરે છે. ૨ વસ્તુને બગડતી અટકાવે છે. ૩. પોતે ખારૂં છે, પરંતુ બીજી વસ્તુને સ્વાદિષ્ટ બનાવે છે.

**મીઠાની જાતઃ**—મીઠું ત્રણ જાતનું આવે છે. ૧ ઘસીઉં, ૨ વડાગરૂં, ને ૩ સિંધવ.

**ઘસીઉં**:—દરીઆના પાણીમાંથી કાઢેલું તે ઘસીઉં મીઠું. દેખાવમાં ભુકા જેવું છે.

**વડાગરૂં:**—ધરાસણા ને ખારાઘોડામાં કુવા ખોદતાં ખારૂં પાણી નીકળે છે તે પાણીમાંથી મીઠું પકવવામાં આવે છે તે વડાગરૂં મીઠું. દેખાવમાં ઝાંખા ગાગડા જેવું છે.

**સિંધવ:**—પંજાબમાં સિંધુ નદીને કિનારે સાલ્ટરેંજ નામનો ડુંગર છે તે મીઠાનો છે. તેમાંથી મીઠું ખોદી કાઢે છે તે સિંધવ. કેટલાક તેને સિંધાલુણ પણ કહે છે. દેખાવમાં ચળકતા ગાંગડા છે.

## પાઠ ૪ થો. ગંધક.

**ગંધકના ગુણ:**—૧ રંગે પીળો, ૨ બરડ, ૩ પાણીમાં નાખવાથી નહિ ઓગળે તેવો, ૪ દેવતા પર ધરવાથી પીગળે તેવો, ૫ જલદી સળગી ઉઠે તેવો, ને ૬ બીજી વસ્તુના રંગ ઉડાવી દેનારો.

**ગંધકનો ઉપયોગ:**—૧ દીવાસળી બનાવવામાં, ૨ દારૂ, (ફોડવાનો) બનાવવામાં, ૩ દવામાં, ૪ વસ્તુનો રંગ ઉડાવી દેવામાં ને રોગનાં જંતુઓનો નાશ કરવામાં વપરાય છે.

**ગંધકનો રંગ:**—ગંધક રંગે પીળો છે પરંતુ જ્યારે તે પીગળે છે ત્યારે રતાશ પડતો થાય છે અને પાછો ઠરે છે ત્યારે મૂળરંગ પકડે છે, એટલે પીળો થાય છે.

**ગંધકનો ભડકો:**—ગંધક બળે છે ત્યારે તેમાંથી નીકળતા ભડકાનો રંગ આસમાની હોય છે.

**ગંધક સળગતા પહેલાં તેમાંથી નીકળતો ધુમાડો:**—ગંધક સળગતા પહેલાં તેમાંથી જે ધુમાડો નીકળે છે તે લિલાશ પડતો રાતો હોય છે.

**ઉત્પત્તિ:**—જમીનમાંથી નીકળે છે.

**જાત:**—લાકડીઓ ને આમલસારો (ફુલગંધક)

## પાઠ ૫ મો. પહેલદાર વસ્તુઓ.

**પહેલદાર વસ્તુઓઃ**—જે વસ્તુને ભાંગવાથી એક સરખા ઘાટના પાસાદાર કકડા પડે તેને પહેલદાર કે પાસાદાર વસ્તુ કહે છે, જેમકે, ફટકડી, બરફ, મીઠું, સાકર, ગંધક, હીરા, માણેક, અફીણ, વગેરે.

**પહેલદાર ન હોય તેવી વસ્તુઃ**—જે વસ્તુને ભાંગવાથી એક સરખા ઘાટના પાસાદાર કકડા પડતા નથી તે જેમકે, કાચ.

**ઝુંમરનું લોલક પાસાદાર વસ્તુ ન કહેવાય તેનું કારણઃ**-ઝુંમરના લોલકને બહારથી પાસા દેખાય છે પરંતુ તેને ભાંગવાથી જે કકડા પડે છે તે એક સરખા ઘાટના પડતા નથી, તેથી ઝુમ્મરનું લોલક પાસાદાર વસ્તુ કહેવાય નહિ.

## પાઠ ૬ ઠ્ઠો. લોઢું ને પોલાદ.

**લોઢાની જાતઃ**—ત્રણ. ભરતર, ઘડતર ને પોલાદ.

**લોઢાની ઉત્પત્તિઃ**—લોઢું જમીનમાંથી નીકળે છે. જમીનમાંથી ખોદી કાઢવામાં આવે છે ત્યારે તેમાં લોઢા સાથે બીજી વસ્તુ ભળેલી હોય છે તેથી તે લોઢાની કાચી ધાતુ કહેવાય છે પછી કાચી ધાતુને ભઠ્ઠીમાં તપાવી શોધે છે એટલે લોઢાનો રસ થઇ જુદો પડે છે. તે રસ ટાઢો પડે છે, એટલે લોઢું બને છે.

**ભરતરનું લોઢુંઃ**—કાચી ધાતુમાંથી શોધેલા લોઢાના રસને ઠરવા દેવાથી જે લોઢું બને છે તે ભરતરનું લોઢું કહેવાય છે.

**ભરતર લોઢાના ગુણ**—સખત પરંતુ બરડ.

ભરતર લોઢાનો ઉપયોગ—ભરતરનું લોઢું બરડ હોવાથી તેને

ઘડી શકાતું નથી એટલે તેમાંથી ઘડીને ઘાટ બનાવાતા નથી પરંતુ સખત હોવાથી ભાર ઝીલવાની ઘણી વસ્તુઓ તેની બને છે.

**ભરતર લોઢાની ચીજો**—પાણીના નળ, પાટલીના પાયા, સ્વેસના કઠેરા, દિવાલની ખીંટીઓ, વગેરે.

**ભરતર લોઢામાંથી ચીજો બનાવવાની રીત**—ભરતર લોઢાના રસને જે ચીજ બનાવવી હોય તેના બીબામાં રેડે છે. તેથી જ્યારે રસ ટાઢો પડે છે ત્યારે ભરતર લોઢાની તે ચીજ બની જાય છે.

**ઘડતરનું લોઢું**:—ભરતરના લોઢાને ફરીથી ભઠ્ઠીમાં ગાળે છે એટલે તેમાંનો ભેગ બળી જાય છે. પછી હળવે હળવે ટીપતા જાય છે ને તપાવતા જાય છે, તેથી જુદા ગુણવાળું લોઢું બને છે તે ઘડતરનું લોઢું કહેવાય છે.

**ઘડતર લોઢાના ગુણ**:—ચીકણું ને નરમ.

**ઘડતર લોઢાનો ઉપયોગ**:—ચીકણું ને નરમ હોવાથી તેની ઘણી ઘણી ચીજો બને છે ને તેમાંથી ઇચ્છા પ્રમાણે ગમે ત્યારે ઘાટ બનાવી શકાય છે.

**ઘડતર લોઢાની ચીજો**:—પાવડા, કોદાળી, તાળાં, સાંકળ, મજાગરાં, ખીલા, વગેરે ઘણી ચીજો તેની બને છે.

**પોલાદ કે ખરૂં લોઢું**:—ઘડતર લોઢાના લાંબા સળીઆ કરીને કોલસા સાથે ભેળવી ફરીને તપાવે છે, પછી ટાઢા પાણીમાં બોળે છે, એટલે પોલાદ બને છે. સિવાય ભરતરના લોઢામાંથી પાધરૂં પોલાદ પણ બનાવી શકાય છે. પોલાદનું બીજું નામ અજ-વેલ છે.

**પોલાદના ગુણ**—ઘણું સખત ને ધાર નીકળે તેવું.

**પોલાદનો ઉપયોગ**—ઘણું સખત ને ધાર નીકળે તેવું હોવાથી ધારવાળી બધી ચીજો તેની બને છે.

**પોલાદની ચીજો**—ઘડિઆળની કમાન, ચપ્પુ, કાતર, સુડી; સુથાર, લુહાર, હજામ વગેરેનાં ઓજારો; સ્ક્રુ, કાનસ વગેરે ઘણી ચીજો પોલાદની થાય છે.

## પાઠ ૭ મો. ઝાડની ઇંદ્રિયો તથા તેમનાં કામ.

**ઝાડની ઇંદ્રિયો**:—ઝાડનાં મુખ્ય અંગ, મુખ્ય ભાગ.

**ઝાડની ઇંદ્રિયોનાં નામ**:—મૂળીઆં, થડ, પાંદડાં ને ફૂલ.

**ડાળી ઝાડની ઇંદ્રિય નહિ ગણાવાનું કારણ**:—ડાળી થડનો ભાગ છે. વળી બધાં ઝાડોને ડાળીઓ હોતી નથી.

**ડાળીઓ નથી હોતી તેવાં ઝાડોનાં નામ**:-કેળ, સોપારી, નાળિએરી, ખજુરી, તાડ, વગેરે.

**મૂળીઆંનો ઉપયોગ**:—૧. મૂળીઆં વડે ઝાડ જમીન સાથે ચોટીને ટટાર રહે છે. ૨ મૂળીઆંને છેડે ઝીણાં છિદ્રો છે તે વાટે ઝાડ જમીનમાંથી પાણી ને ખોરાક ચૂસે છે.

**થડનો ઉપયોગ**:—૧. થડને આધારે પાંદડાં, ફૂલ તથા ફળ રહે છે. ૨ મૂળીઆંએ શોષેલો ખોરાક તથા પાણી થડમાં થઇ પાંદડાંમાં જાય છે.

**પાંદડાંનો ઉપયોગ**:—પાંદડાંમાં ઘણાં બારીક છિદ્રો છે, તે વાટે ૧. નકામો ભાગ બહાર નીકળી જાય છે ૨. હવામાંથી ખોરાક મેળવી શકે છે.

**ફૂલનો ઉપયોગઃ**—ફળ ઉત્પન્ન કરે છે.

**ઝાડની ઇંદ્રિયોના બે પ્રકારઃ**—

**૧ જીવન નિભાવનારી**—મૂળીઆં, થડ ને પાંદડાં. એ ત્રણ વડે ઝાડ જીવતું રહે છે.

**૨ નવું ઝાડ ઉત્પન્ન કરનારી**—ફૂલ. ફૂલમાંથી ફળ, ને ફળમાંથી બી થાય છે. બી વાવવાથી નવું ઝાડ ઉત્પન્ન થાય છે.

## પાઠ ૮ મો. ઝાડનો રસ.

**ઝાડનો રસઃ**—ઝાડના થડમાં છેદ પાડવાથી જે પ્રવાહી પદાર્થ ટપકે છે તેને ઝાડનો રસ કહે છે.

**થડમાં ગમે ત્યાં છાલમાં છેદ પાડવાથી રસ ટપકે તેવાં ઝાડોનાં નામઃ**—રબરનું ઝાડ, બાવળ, લીમડો, વડ, પીપળો, ખરસાણી, થોર, આકડો, વગેરે

**થડમાં ટોચે છેક મધ્ય ભાગ સુધી છેદ પાડવાથી રસ ટપકે તેવાં ઝાડોનાં નામઃ**—ખજુરી, તાડ, નાળિએરી, વગેરે.

**ઝાડના રસનો ઉપયોગઃ**—૧ રબરના ઝાડના રસમાંથી રબર બને છે. ૨ ખજુરી કે તાડના રસને તાડી કે નીરો કહે છે. તે કેટલાક લોકો પીએ છે. વળી તેમાંથી ગોળ પણ બને છે. ૩ ખરસાણી, થોર, આકડો વગેરેનું દૂધ (રસ) ઓસડના કામમાં આવે છે. ૪, બાવળ, લીમડો વગેરેના રસનો ગુંદર બને છે તે કાગળો ચોંટાડવાના ને પાક બનાવવાના કામમાં આવે છે.

**રબરની બનાવટઃ**—આપણા દેશમાં કેટલેક ઠેકાણે એક જાતનાં ઝાડ ઉગે છે, તેનાં થડોમાં લોકો છેદ પાડે છે, એટલે તેમાંથી

પિળાશ પડતો ઘટ રસ ઝરપે છે. છેદ આગળ વાસણો બાંધે છે, તેમાં એ રસ ટપકે છે, તે રસને દૂધ કહે છે. પછી રસને તડકે સુકવે છે, એટલે તે ઘટ ને કઠણ થાય છે. તેનું નામ રબર.

**રબરનો ઉપયોગઃ**—દડા, ઢીંગલીઓ, વરસાદમાં પહેરવાના ડગલા, તંબુ, બૂટ, વગેરે ઘણી ચીજો રબરની બને છે, રબર અત્યારે બહુજ ઉપયોગી સાધન થઈ પડયું છે ને દરેક કામમાં તેનો વધારે ને વધારે ઉપયોગ થવા માંડયો છે.

**સાબુચોખાની બનાવટઃ**—આપણા દેશમાં એક ઠેકાણે તાડની જાતનાં ઝાડ થાય છે. આ ઝાડ પૂરેપૂરાં મોટાં થાય છે, ત્યારે તેને કાપે છે ઉપલી છાલ કાઢી લઈ માંહેલા ભાગનો ખાંડીને ભૂકો કરે છે. તેને પાણીમાં નાખી ખૂબ હલાવે છે, પછી તેને થોડીવાર ઠરવા દે છે, એટલે ભૂકો ભારે હોવાથી નીચે બેસે છે ને રેસા વગેરે કચરો ઉપર તરી આવે છે, ત્યારપછી કચરાવાળું પાણી નિતારી લઈ, અંદરના ભૂકાને સુકવીને ખાંડે છે. સુકો ભૂકો વેચવામાં આવે છે. વળી કોઈ તો એ ભૂકાને પાણીમાં ડબોળી ગળણીએ ચાળે છે, એટલે તેના દાણા બંધાય છે. તે સુકાય છે ત્યારે સાબુચોખા કહેવાય છે.

**સાબુચોખાનો ઉપયોગઃ**—ઉપવાસને દિવસે હિંદુ લોકો ખાય છે પણ ખાસ કરીને માંદા માણસોને ખવરાવવામાં આવે છે કેમકે ખાવામાં હલકા છે.

## પાઠ ૬ મો ઘઉં તથા ઘઉંનો લોટ.

**ઘઉંઃ**—તે ઘાસની જાતનું અનાજ છે, કેમકે તેનો છોડ ઘાસના છોડને મળતો છે.

**ઘઉંનો છોડઃ**–શુમારે દોઢ હાથ ઉંચો, પાતળો ને મથાળે કુંડીવાળો (ઉંબી) થાય છે. કોઇની કુંડીમાં સુખળાં હોય છે ને કોઇની કુંડીમાં હોતાં નથી.

**ઘઉંની પેદાશ**––ઘઉં દુનિયાના લગભગ ઘણાખરા દેશોમાં શિઆળાની ઋતુમાં પાકે છે આપણે ત્યાં ઘઉં ઘણા પાકે છે પણ ઉત્તર હિંદુસ્તાનમાં તેનો પાક ઘણો થાય છે.

**ઘઉંની જુદી જુદી જાતોઃ**–દાઉદખાની, હાંસોટી, વાજીઆ, કાઠા ને પોટા.

દાઉદખાની–ઉત્તર હિંદુસ્તાનમાં થાય છે, તે ચળકતા, પિળાશ પડતા ધોળા, પોચા ને ભરાઉ હોય છે.

**હાંસોટી**–સુરત તથા ભરૂચ જિલ્લામાં થાય છે. તે દાઉદખાનીને મળતા છે.

**વાજીઆ**––કાઠિઆવાડમાં થાય છે. તે કાળાશ પડતા, રાતા ને ઝીણા હોય છે.

કાઠા–કાઠિઆવાડમાં થાય છે, તે રાતા ને સખત હોય છે.

પોટા–તેનો દાણો ટુંકો હોય છે.

**અનાજના પ્રકારઃ**–૧ ધાન્ય ૨ કઠોળ.

ધાન્યઃ–ઘઉં, ડાંગર, જુવાર, મકાઇ, બંટી, વગેરે ઘાસની જાતનાં અનાજ ધાન્ય કહેવાય છે. તેની બે દાળ થતી નથી તેથી તે એકદળીઆં અનાજ કહેવાય છે. એકદળીઆં અનાજ વધારે પુષ્ટિકારક છે.

કઠોળઃ–ચણા, વટાણા, તુવેર, વાલ, મગ, અડદ, ચોળા, વગેરે

અનાજ ને કઠોળ કહે છે. કઠોળમાં બે ફાડ હોય છે તેથી તે બે દળવાળાં અનાજ કહેવાય છે.

પાઠ ૧૦ મો. પાંદડાંના ઘાટ.

વડનું પાંદડું:—ટોચે અણી પડતું, વચમાં પહોળું અને દાંડી આગળ સાંકડું.

પીંપળાનું પાંદડું:—ગંજીફાની લાલ બદામ જેવું, ને લાંબી અણીદાર ટોચવાળું.

ઘાસનું પાંદડું:—લાંબુ વધારે ને પહોળું ઘણું ઓછું, તરવારના પાના જેવું.

કમળનું પાંદડું:—લગભગ ગોળ ને ઘણું મોટું.

કેળનું પાંદડું:—બહુ મોટું, લાંબુ વધારે ને પહોળું વધારે.

અળવીનું પાંદડું:—લગભગ ગોળ ને ઘણું મોટું.

કુંવારનું પાંદડું:—ભાલા જેવું ને ઘણું જાડું.

અજમાનું પાંદડું:—ગોળ દાંતાવાળી કોરવાળું.

ગુલાબનું પાંદડું:—કરવતના જેવા દાંતાવાળી કોરવાળું.

કપાસનું પાંદડું:—હાથનાં મોજાં જેવું ચિરાએલું.

આમલીનું પાંદડું:—નાની નાની પાંદડીવાળું—આવાં પાંદડાંને જોડેલાં કે મિશ્ર પાંદડાં કહે છે.

અગથીઆનું પાંદડું:—આમલીના પાંદડા જેવું મિશ્ર.

ગુલ મોરનું પાંદડું:—મોટું. છુટા ભાગોવાળું ને મિશ્ર.

કેળ, કમળ, અળવી વગેરેનાં પાંદડાં મોટાં હોય છે તેનું કારણ:—જે ઝાડને ઘણું પાણી જોઇએ છે, તેમાં પાણી શોષી સે-

વાનું અને પાંદડાંને રસ્તે તે પાછું બહાર કાઢવાનું :કામ ઘણી ઝ- ડપથી ચાલે છે. પાંદડાં મોટાં હોય તોજ જથાબંધ પાણી કાઢી શકે માટે તેમનાં પાંદડાં મોટાં છે.

**કુંવારનું પાંદડું જાડું છે તેનું કારણઃ**— કુંવાર સુકી જ- મીનમાં ઉગે છે તેનાં પાંદડાં જાડાં હોય તોજ તેમાં ઘણું પાણી રહી શકે તેથી તેનું પાંદડું જાડું છે. સુકી જમીનમાં થનાર વનસ્પ- તિનાં પાંદડાં જાડાં હોય છે.

**મિશ્ર પાંદડાંના છુટા ભાગોને પાંદડાં કહેતા નથી તેનું કારણઃ**—પાંદડાં હોય તેના મૂળ પાસેના ખૂણામાંથી ડાળી તથા કુ- ળીઓ ફૂટી નીકળે છે. આ પાંદડીઓના મૂળ આગળથી એવું કંઇ નીકળતું નથી. માટે એ પાંદડીઓ પાંદડાં ન કહેવાય.

**મોટાં ઝાડનાં પાંદડાંઃ**—ઘણું કરીને નાનાં અથવા જેવડા- એવડાં હોય છે.

## પાઠ ૧૧ મો જીવજંતુ.

**જીવજંતુઃ**—જે પ્રાણીના શરીરના માથું, છાતી ને જઠર એવા ત્રણ ભાગ હોય છે તેને જીવજંતુ કહે છે.

**જીવજંતુનાં નામઃ**—પતંગીઉં, કીડી, માખી, મચ્છર, માકણ, ચાંચડ, મંકાડો, કરોળીઓ. વીંછી, વગેરે.

**જંતુનું માથુંઃ**—માથામાં બે મૂછ, હોય છે.

**જંતુની છાતીઃ**—છાતીએ છ કે તેથી વધારે પગ હોય છે. કોઇને બે કે ચાર પાંખો હોય છે ને કોઇને પાંખો હોતી નથી.

**જંતુનું જઠરઃ**—જઠરને છેડે કેટલાક જંતુને સખત અણી હોય છે તે ડંખ કહેવાય છે. એવાં જંતુનો ડંખ માણસો વગેરે

બીજા પ્રાણીને લાગે છે ત્યારે પીડા કરે છે.

**જંતુની જીંદગી:**—જંતુને ઘણું કરીને ચાર અવસ્થા ભોગવવી પડે છે. ઈંડું, ઈયળ, કોશેટા ને જંતુ.

**કીડીના પ્રકાર:**—નર, માદા ને વૈતરી.

**કીડીમાં દેખાતા ઉમદા ગુણો:**—૧ સંપ, ૨ ફુરજ બજાવવાની લાગણી, ૩ સંગ્રહ કરવાની ટેવ.

**પતંગીઆના શરીરનું વર્ણન:**—માથામાં આંખો ઉપરાંત બે મૂછ ને ફુલમાંથી મધ ચૂસવાની સૂંઢ, છાતીએ છ પગ ને ચાર ખૂબસુરત પાંખો.

## પાઠ ૧૨ મો. સમડી અને ગીધ.

**સમડી:**—તે શિકારી પક્ષી છે તે સાપ, ઉંદર, દેડકાં, સકલાં, વગેરેને ખાય છે.

**સમડીના અવયવો:**—મજબુત નહોર; વાંકી સખત ને અણીદાર ચાંચ; ઘણાજ વેગવાળી પાંખો; છેટેથી જોઇ શકે તેવી આંખો; પહોળી ને ખાંચવાળી પૂછડી; બદામીઉં શરીર.

**ગીધ:**—તે માંસ ખાનારૂં પક્ષી છે ઘણું કરીને મરીગએલાં જનાવરનું કોહેલું માંસ ખાય છે.

**ગીધના અવયવ:**—ઘણું ભારે ને મોટું શરીર, મોટી મોટી પાંખો, મોટા ને અણીદાર નહોર, લાંબી ને છેડેથી વળેલી ચાંચ, ઘણી ઝીણી ને ઘણે દૂરથી જોઇ શકે તેવી નજર, ગરદન પીળી.

**વિશેષ હકીકત:**—કહેવાય છે કે ગીધ આકાશમાં ઘણાંજ ઉંચાં ઉડી શકે છે ને ત્યાંથી ચોતરફ ૧૫—૨૦ ગાઉમાં પડેલું સડેલું

માંસ જોઇ શકે છે. ગીધ બહુ ખાઉધરાં છે. સડેલું માંસ ખાઇ હવાને બગડતી અટકાવે છે.

## પાઠ ૬૩ મો. ખીસકોલી અને સસલું.

ખીસકોલી—એ કાતરી ખાનારૂં ચોપગું પ્રાણી છે.

કાતરી ખાનારાં પ્રાણીનાં નામ—ખીસકોલી, સસલું, ને ઉંદર.

કાતરી શકવાનું કારણ—તેમને તીણા ને કાપવાના દાંત છે.

ખીસકોલીના શરીરનું વર્ણન—બદન રાખોડીઉં છે ને પીઠે કાળા પટા છે. પુછડી કાબરચીતરી, લાંબી, વાળના ગુચ્છાવાળી ને કમાનની માફક પીઠપર વળી શકે તેવી છે. આંખો ચળકતી ને ઘણીજ ચપળ છે. દાંત લાંબા ને મજબુત છે. રૂવાંટી સુંવાળી ને ઘટ છે. સાંભળવાની શક્તિ—ઘણીજ તેજ છે. પાછલા પગ લાંબા ને મજબુત છે.

ખોરાક—ઝાડાંવાળાં દાણા, ગરવાળાં ફળ, કુમળી કુમળી કુંપળો, ને છોડવા.

રહેઠાણ—વગડામાં તથા ગામમાં રહે છે. ઝાડના પોલાણમાં કે પાંદડાંના ઝુંમખામાં કે છાપરાની છતમાં માળા બાંધે છે.

સસલાના શરીરનું વર્ણન—કાન ઘણાજ લાંબા છે પુછડી ટુંકી છે. પાછલા બંને પગ લાંબા ને કૌવતવાળા છે. રૂવાંટી ટૂંકી, ઘટ અને સુંવાળી છે. શરીરનો રંગ રાખોડીઓ કે રતુમડો બદામી છે. મોઢાપર મુછો છે પહોળા ને મજબુત દાંત છે.

ખોરાક—નાના છોડવા, કુંપળો ને દાણા.

**રહેઠાણ**—વગડામાં લાંબા ઘાસના કક્ષામાં પોતાનું રહેઠાણ કરે છે.

## પાઠ ૧૪ મો. કુતરો.

**કુતરો**—તે નહોરવાળું શિકારી પશુ છે પરંતુ માણસ સાથે વસવાથી બીજો ખોરાક પણ ખાય છે.

**શરીરનું વર્ણન**—લાંબા પગ; પહોળી છાતી; ચાર રાક્ષી ને બીજા કેટલાક નાના દાંત; સુંવાળી, ચળકતી ને ભીની જીભ બંને બાજુપર લાંબા ને કરકરા વાળવાળું મોઢું.

**કુતરાની જીભ**—આપણે આખે શરીરે પરસેવો વળે છે, પરંતુ કુતરાને તેમ થતું નથી. તેના શરીરનો પરસેવો માત્ર જીભમાંથી નીકળે છે.

**કુતરાના નહોર**—તેને આગલે પગે પાંચ પાંચ ને પાછલે પગે ચાર ચાર નહોર છે એટલે કુલ ૧૮ નહોર થાય છે.

**કુતરાનો ખોરાક**—માંસ, હાડકાં, રાંધેલું અનાજ, વગેરે.

**કુતરાના ગુણ**—હોશિયાર, અક્કલવાળો, ભરોસાદાર, મમતાવાળો ને નીમકહલાલ,

## પાઠ ૧૫ મો કુતરાની જાતનાં પ્રાણીઓ.

**કુતરાની જાતનાં પ્રાણીનાં નામ**—વરૂ, શિઆળ ને લોંકડી.

**કુતરાની જાતનાં કહેવાનું કારણ**—તેમના શરીરનો દેખાવ, મોં, જીભ, દાંત, પગ, વગેરે કુતરાને લગભગ મળતાં છે.

**વરૂના અવયવ**—ટટાર ને અણી પડતા કાન, મોટી આંખો, સીધી પૂછડી, જાડી ગરદન, વિકરાળ ચહેરો, કુતરા કરતાં જરા મોટું કદ, ને કાબરચીતરૂં શરીર.

**વરૂનો ખોરાક**—હરણ, સસલાં, ઘેટાં, બકરાં, વગેરેનું માંસ.

**વરૂનો સ્વભાવ**—દેખાવમાં વિકરાળ ને બળવાન, પરંતુ જરા બીકણ છે. ટોળામાં રહે છે ને કુતરાંઓ [illegible]ની શિકારે નીકળે છે.

**શિઆળના અવયવ**—લહાગાકું ને [illegible] પડતું [illegible] અણી પડતું ડાચું; નાની, ગોળ ને ભુરાશ પડતી આંખ; વાળના ભારાવાળી પૂછડી

**શિઆળનો ખોરાક**—માંસ, શેરડી ને ફળો.

**શિઆળનો સ્વભાવ**—તે બીકણ છે, પરંતુ ઘણું પક્કું ને ખંધું પ્રાણી છે ને ટોળામાં રહે છે.

**લોંકડીના અવયવ**—તેનું ડાચું તદ્દન અણી પડતું, કાન વરૂના જેવા, માથું જરા ગોળ, પગ નાના, પૂછડીપર વાળનો ભારો, ને આંખ બિલાડીની આંખ જેવી.

**લોંકડીનો ખોરાક**—માંસ, શેરડી ને દ્રાક્ષ વગેરે ફળો.

**લોંકડીનો સ્વભાવ**—એ શિઆળ જેવુંજ લુચ્ચું જાનવર છે. ટોળામાં રહેતું [illegible].

### પાઠ [illegible] મો [illegible].

**બિલાડી**:—તે શિકારી પશુ છે.

**બિલાડીના શરીરનું વર્ણન**:—અંધારામાં જોઇ શકે તેવી આંખો, ઉપલા હોઠ પર બંને બાજુએ લાંબા વાળ; સખત ને અણીદાર નહોર, માંહિ ઘાલી દેવાય તેવા પંજા, ચાર મોટા રાક્ષી ને કેટલાક દાંત, કાંટાવાળી જીભ.

**અંધારામાં બિલાડી જોઈ શકે છે તેનું કારણ**:—દિવસે

બિલાડીની કીકી લીટી જેવીજ દેખાય છે પરંતુ રાત્રે તે કીકી ઘણી મોટી દેખાય છે, એટલે તે જરા અજવાળામાં પણ જોઈ શકે છે.

**મોઢા પરના મૂછના વાળનો ઉપયોગ**—મૂછના વાળને કંઈ આંચ આવે કે તરત તેની ખબર પડે છે. જેમકે [illegible] સાંકડામાં [illegible] માલુમ પડે તે એનું સાધન છે.

**બિલાડી ચાલે છે ત્યારે અવાજ થતો નથી તેનું**

**કારણ:**—બિલાડીના પંજાનાં તળીઆં પોચાં છે, વળી તેમાં ખાડા છે તેમાં પોતાના નહોર ઘાલી દે છે એટલે ચાલતી વખતે અવાજ થતો નથી.

**બિલાડીનો ખોરાક:**—દૂધ, ઘી, રોટલી, માંસ, વગેરે. ખાસ કરીને ઉંદરો ને પક્ષીઓને પકડીને તે ખાઇ જાય છે.

**બિલાડીનો ઉપયોગ:**—ઘરમાં ઉંદરો હેરાન ન કરે ને દાણા ખાઈ ન જાય માટે લોકો બિલાડી પાળે છે.

## પાઠ ૧૭ મો બિલાડીની જાતનાં પ્રાણી.

**બિલાડીની જાતના પ્રાણી:**—સિંહ વાઘ, ચિત્તો ને દીપડો. કેમકે તેમની આંખ, રાક્ષી, જીભ, પંજા, નહોર, મૂછ, દેખાવ, વગેરે બિલાડીને મળતાં છે.

**સિંહના અવયવ:**—અગ્નિના ગોળા જેવી આંખો, મોટું ને ભારે માથું, મોટા ખીલા જેવી રાક્ષીઓ, બિલાડીના જેવા પરંતુ ઘણાજ મોટા ને ભયંકર પંજા, ગરદન પર સુંદર કાળાશ પડતા લાંબા વાળ.

**સિંહનું કદ:**—તે લગભગ ૪–૫ ફૂટ ઉંચોને ૫–૬ ફૂટ લાંબો હોય છે.

**સિંહનું જોર:**—સઘળાં પશુમાં સિંહ બધાં કરતાં જોરાવર છે તેથી તેને વનના રાજા કહેવામાં આવે છે. તેનામાં એટલું બધું જોર છે કે જોરાવર બળદને પંજાના માત્ર એક થાપાથી મારી નાખે છે. તેની ગર્જના સાંભળી હાથી જેવું જબરું પશુ પણ નાસવા માંડે છે

**સિંહનો ખોરાક:**—સિંહ માત્ર માંસજ ખાય છે. તેને ઘણો ખોરાક જોઇએ છે. એક ગરીબ કુટુંબને ૭–૮ દિવસ ચાલે તેટલો ખોરાક તે એક વખતે ખાઇ જાય છે.

**સિંહનો શિકાર:**—સિંહ ધરાયો હોય ત્યારે કદી શિકારને મારતો નથી તે દિવસે સુઇ રહે છે ને રાતે શિકાર કરવા નીકળે છે. શિકાર પકડવા છાનો માનો જતો નથી પરંતુ ગર્જના કરતો જાય છે.

**સિંહની વસ્તી:**—હિંદુસ્તાનમાં માત્ર ગીરના જંગલમાંજ સિંહ છે.

**સિંહને મારવાની રીત:**—આવા જોરાવર સિંહને પણ માણસો હથિયારની મદદથી મારી શકે છે. ઝાડ પર મોટા માંચડા બાંધીને કે હાથી પર બેસીને તેનો શિકાર થાય છે

**વિશેષ હકીકત:**—સિંહની ગરદન પર યાળ કે કેશવાળી હોય છે તેવી સિંહણને હોતી નથી. સિંહ કરતાં સિંહણ વધારે ઉંચી છે. સિંહણ માત્ર એકજ વાર વિઆય છે. ને તેને બેજ બચ્ચાં અવતરે છે. સિંહણનું દૂધ દવામાં વપરાય છે તે એવું ધાડું તથા શક્તિવાળું છે કે સોના સિવાયની ધાતુના વાસણમાં તેને લેવામાં આવે તો વાસણમાં કાણું પાડી જમીન પર પડી જાય.

**વાઘના અવયવ:**—બિલાડીના અવયવને મળતા પરંતુ ઘણાજ મોટા ને ભયંકર. તેના શરીર પર બિલાડીની માફક ચટાપટા છે. કદમાં લગભગ સિંહ જેવડો છે પરંતુ કંઇક નીચો ને લાંબો છે

**વાઘનું જોર:**—સિંહ સિવાય બીજાં બધાં પશુ કરતાં તે જોરાવર છે.

વાઘનો ખોરાક:—વાઘ માત્ર માંસજ ખાય છે. તે લોહીનો બહુ તરસ્યો છે. શિકારને પકડીને તેનું લોહી ચૂસવા મંડે છે.

**વાઘનો શિકાર:**—વાઘ ભુખ્યો હોય કે ન હોય તો પણ શિકાર નીકળ્યો તો પકડવાને લલચાય છે ને છાનોમાનો તેની પાસે જઇ શિકાર પર તરાપ મારી તેને પકડે છે. પરંતુ શિકારને તેની ગંધ આવે છે. તેથી વાઘ સંતાયો હોય તોપણ જાનવરો જાણી શકે છે.

**દીપડો**—તે વાઘના કરતાં નાનો પણ ઘણો ચંચળ ને બળવાન હોય છે. તે દેખાવડો ને બિલાડીને ઘણો મળતો છે તેના ડીલનો રંગ ઝાંખો પીળો છે ને તેનાપર ફૂલના આકારનાં જરા ગોળ ને કાળાં ચાઠાં હોય છે. ડુંગરા તથા જંગલોમાં તે ઘણો જોવામાં આવે છે. તે ઢોરોને તથા કોઈ કોઈ વખતે માણસોને આંતરે છે.

## પાઠ ૧૮ મો. હાડકાં અને માંસના લોચા.

**હાડકાં**—શરીરને દાબતાં જે કઠણ ભાગ લાગે છે તે હાડકાં છે. આપણા શરીરમાં ૨૦૦ ઉપરાંત હાડકાં છે. હાડકાં રંગે ધોળાં છે.
**હાડકાંના પ્રકાર**—૧ કેટલાંક લાંબાં છે, હાથ ને પગનાં હાડકાં.

૨ કેટલાંક ટૂંકાં છે—આંગળીઓનાં હાડકાં.

૩ કેટલાંક ગોળ છે—ખોપરી, ઢીંચણ વગેરેનાં હાડકાં.

૪ કેટલાંક વીંટી જેવાં છે—કરોડનાં હાડકાં.
૫ કેટલાંક કમાન જેવાં છે-પાંસળીઓનાં હાડકાં.

**હાડપિંજર**—હાડકાંની ગોઠવણથી જે હાડકાંનું ખોખું બને છે તેને હાડપિંજર કહે છે.

**શરીરમાં હાડકાંનો ઉપયોગઃ—**

૧ શરીરમાં કૌવત રહેલું છે.
૨ શરીરના અગત્યના અવયવોનું રક્ષણ કરે છે.
૩ શરીર ટટાર રહે છે.

**શરીરના કીંમતી અવયવોનું રક્ષણ:—**

૧ કરોડ, છાતીનું હાડકું ને પાંસળીઓનાં હાડકાંથી બનેલી પેટીમાં હૃદય ને ફેફસાંનું રક્ષણ થાય છે.
૨ ખોપરીનાં હાડકાંથી બનેલી પેટીમાં મગજનું રક્ષણ થાય છે.
૩ થાપાનાં હાડકાંથી ફૂક્કાનું રક્ષણ થાય છે.

**જુદાં જુદાં હાડકાંનું સંધાન**—શરીરમાં પુષ્કળ હાડકાં છે તે બધાં એકબીજા સાથે અનુકુળતા મુજબ જોડાએલાં છે તેથી શરીર ગમે તેમ વળી શકે છે. બબ્બે હાડકાં એક જાતના મજબુત પટાથી બાંધી લીધેલાં છે તે પટાને અસ્થિબંધન કહે છે. અસ્થિબંધનને લીધે હાડકાં વિખુટાં પડી જતાં નથી.

**હાડકાંની ગતિ**—હાડકાંપર માંસ હોય છે, તે ઘણે ભાગે માંસપેશી નામના પદાર્થનું બનેલું હોય છે. માંસપેશી રેસાની બનેલી છે ને રબર જેવી છે. રબરની પેઠે તે લાંબી ટૂંકી થઈ શકે છે. માંસપેશીના સંકોચાવા ને વિસ્તાર પામવાથી હાડકાંમાં ગતિ ઉત્પન્ન થાય છે. માંસપેશીનું બીજું નામ માંસના લોચા છે.

**માંસપેશીના પ્રકાર**—બે છે. ઐચ્છિક ને અનૈચ્છિક.

**ઐચ્છિક**—જે આપણી ઇચ્છા પ્રમાણે લાંબી ટૂંકી થાય તે, જેમકે, હાથ, પગ, વગેરેની માંસપેશી.

**અનૈચ્છિક**—જે આપણી ઇચ્છા હોય કે નહોય તોપણ પોતાની મેળે લાંબી ટૂંકી થાય છે તે, જેમકે ફેફસાં, હ્રદય, વગેરેની માંસપેશી.

**હાડકાં નથી તેવાં પ્રાણીનાં નામ**—ગોકળગાય, કરોળીઆ, પતંગીઆં, ઇયળ, વગેરે. તેનાં શરીર પોચાં લાગે છે.

## પાઠ ૧૯ મો. ચામડી.

**ચામડી**—તે બધાં પ્રાણીઓના શરીરનું કુદરતી ઢાંકણ છે.

**ચામડીનાં પડ**—ઉપલું ને નીચલું.

**ઉપલું પડ**—તે પારદર્શક છે. તેમાં લોહીની નસો નથી તેથી એને ચીરીએ અથવા કાપીએ તો દુઃખ થતું નથી. આ પડ કોઈ ઠેકાણે પાતળું ને કોઈ ઠેકાણે જાડું હોય છે. આ પડ હેઠલા પડનું રક્ષણ કરે છે.

**નીચલું પડ**—ઘણુંજ આળું છે. એમાં કોઈ સોય ભોંકે તો ઘણુંજ દરદ થાય છે. એમાં પુષ્કળ લોહી હોય છે, તેથી લાલ જણાય છે. એ પડ ઘણું કુમળું છે, તેથી ખુલ્લું રહી શકતું નથી; માટે તેને ઉપલા પડનું ઢાંકણ છે. વાળનાં મૂળ, પરસેવાની ગોટીઓ, વગેરે આ પડમાં છે.

**ચામડીના ઉપયોગઃ**—

૧ શરીર સુંવાળું ને શોભીતું લાગે છે.

૨ હાડકાં, માંસ તથા અંદરના બીજા ભાગોનું રક્ષણ કરે છે.

૩ શરીરનું કુદરતી ઢાંકણ છે.

૪ શરીરનું વધારાનું પાણી ને લોહીમાંનો મેલ પરસેવા રૂપે બહાર કાઢી નાખે છે.

૫ તેમા વાળ ઉગે છે. તે શરીરને ગરમ રાખે છે.

૬ તેના વડે ટાઢુ, ઉનુ, લીસું, ખરબચડું, વગેરે જાણીશકાય છે.

**ચામડીનાં છિદ્રો**--ચામડીમાં અનેક છિદ્રો કે કાપા છે તે નરી આંખે દેખાતા નથી પરંતુ સૂક્ષ્મદર્શક યંત્રમાંથી દેખાય છે. તે છિદ્રોમાંથી પરસેવો તથા વાળ બહાર નીકળે છે.

**ચામડી સુંવાળી રહેવાનું કારણ**--પરસેવા સાથે તેલ નીકળે છે. તે તેલ ચામડીને સુંવાળી રાખે છે.

## પાઠ ૨૦ મો. ચામડું.

**ચામડું**:—જાનવર મરી જાય ત્યારે તેની ચામડી ઉતારી લે છે તેને ચામડું કહે છે.

**ચામડું તૈયાર કરવાની રીતઃ**—જાનવર પરથી ઉતારેલું ચામડું ભેજવાળું ને નરમ હોય છે ને તેનાપર વાળ હોય છે તે વાળ કાઢી નાખવા ચમારલોકો ચામડાને ચૂનાના પાણીમાં ૧૨-૧૫ દિવસ પલાળી રાખે છે. એથી ઉપલા વાળ ખરી પડે છે. પછી એક વાસણમાં પાણી ભરી તેમાં બાવળની છાલ ને હરડાબેડાંનો ભુકો નાખી એક રસ કરી તેમાં ચામડાં બોળી રાખે છે. દશબાર દહાડા કેડે બહાર કાઢી તેના કોથળા ને કોથળીઓ સીવે છે. તે કોથળામાં ઉપલો મસાલો ફરીવાર ભરી ૭-૮ દીવસ સુધી ટાંગી રાખે છે ત્યારપછી

તેને ધોઇ, તેલ ચોપડી સુકવે છે. સુકવ્યા પછી રાંપીથી સાફ કરે છે ત્યારે વાપરવા લાયક ચામડું થાય છે. આવા ચામડાને કમાવેલું ચામડું કહે છે.

**કમાવ્યા વિનાનુ ચામડું:**— ભેજવાળું અને નરમ હોય છે. આ ચામડાને સુકવે નહિ તો કોહવા માંડે છે. ઘણું સુકવે તો તૂટી જાય છે.

**કમાવેલું ચામડું:**—કમાવ્યાથી ચામડું સુંવાળું ને વળે એવું નરમ થાય છે. વળી તે તૂટતું નથી, હલકું થાય છે, લાંબી મુદત ટકે છે ને તેમાં પાણી ઉતરતું નથી.

**ચામડાનો ઉપયોગ:**—ઘોડાનાં જીન, ચોપડીનાં પુઠાં, હાથનાં મોજાં, પગમાં પહેરવાના જોડા, બૂટ, વગેરે ઘણી ચીજો બનાવવામાં ચામડું વપરાય છે.

## પાઠ ૨૧ મો ઊન.

ઊન:—ઘેટાંના વાળને ઊન કહે છે. શિઆળો ઉતર્યે કેડે એટલે મહા માસમાં ને ચોમાસું ઉતર્યા કેડે એટલે ભાદરવા માસમાં એમ વરસમાં બે વાર ભરવાડ લોકો ઊન કાતરી લે છે.

**ઊનનું કાપડ:**—કાતરેલા ઊનને એકઠું કરી, ગાંસડીમાં બાંધી સાફ થવાને મોકલે છે. સાફ થયા પછી કાંતવામાં આવે છે ત્યાર પછી કાપડ વણાય છે.

**ઊનના કાપડના ગુણ:**—હલકું, સુંવાળું, ટકાઉ, હુંફ આપે ને પરસેવો ચૂસી લે તેવું.

**ઊનનાં કપડાંનાં નામ:**—ડગલા, વાસ્કુટ, ગળપટા, ઝબ્બા, પહેરણ, કબજા અને હાથપગનાં મોજાં

**ઊન ને વાળનો મુકાબલો:**—ઊન વાંકડીઉં ને ભરાઉ છે પરંતુ વાળ લાંબા ને સીધા હોય છે

**પ્રાણીના વાળનો ઉપયોગ:**—બકરાંના વાળ-તેનાં દોરડાં, કામળા, કામળી, વગેરે બને છે. ઉંટના વાળ-કામળાને શેતરંજી બને છે.

**ઊનનાં કપડાંની સંભાળ:**—ઊનનાં કપડાંને સાચવીને વાપર્યાં હોય તો ઘણા કાળ ટકે છે પરંતુ સાચવવામાં ન આવે તો કુચા કે કંસારી ખાઈ જાય છે.

**ઘેટાંને ઊનનો ઉપયોગ:**—ઘેટાંની ચામડી પાતળી છે તેથી તેને ટાઢ ન વાય માટે પ્રભુએ તેનાં શરીર પર ઊન ઉગાડયું છે. ઊનથી તેનાં શરીરમાં ગરમાવો રહે છે.

## પાઠ ૨૨ મો. ઘર.

આ પાઠમાં નીચેનાં નામવાળી જગાઓ ને પદાર્થો બતાવતાં આવડવું જોઇએ.

આંગણું, બેઠક, ઓટલો, કુંભીઓ, કરા, ઉંબરાણું, પરસાળ, ઓસરી, રસોડું, પાણિઆરૂં, દેરાસર, કોઠાર, ધુમાડીઉં, જાજરૂ, તુળસીક્યારો, છીંડી, માળ, સીડી, દિવાનખાનું, ખીંટી, તાકાં, મોભ, પકવાસા, સાકટા, કામડાં, છત, અગાસી, છો ને ઝરૂખો.

**ઘર બાંધતી વખતે ધ્યાનમાં રાખવાની બાબતો:**—

૧ ચોતરફ ખુલ્લી જગા ને આગળ આગણું રહેતેવું બાંધવું.
૨ આંગણામાં નાનો સરખો બાગ બને તેવી સવડ રાખવી
૩ ઘરની જમીન ઉંચી પસંદ કરવી.
૪ ઘરની બેઠક (ભોંયતળીઉં) આસપાસની જમીન કરતાં ૪-૫ ફુટ ઉંચું રાખવું.

૫ પત્થર કે ઇંટ ને ચુનાથી ઘર બંધાવવું.

૬ હવા તથા અજવાળું પુષ્કળ આવે, માટે પુષ્કળ બારીબારણાં મૂકવાં.

૭ સગવડતા ને જરૂરિઆત મુજબ પરસાળ, ઓસરી, વાડો, વગેરે રાખવાં. જાજરૂ દૂર એક ખૂણામાં રાખવું. રસોડું, કોઠાર, નાહવાની કોટડી, દેરાસર, લાકડાં ભરવાની કોટડી, વગેરે અલગ બનાવવાં. રસોડામાં ધુમાડીઉં રાખવું. માળ પરના ભાગમાં એક દિવાનખાનું, એક બે સુવાના ઓરડા, એક બે અભ્યાસના ઓરડા, અગાસી, ઝરૂખા વગેરે કરાવવાં છાપરાનીચે છત જડાવવી. ઘરમાં જરૂરિઆત મુજબ તાકાં ને ખીંટીઓ મૂકાવવાં કે જેથી કેટલીક વસ્તુ મુકવાનું ઠીક પડે.

## પાઠ ૨૩ મો. વખત જાણવાની અસલ રીત

જુના વખતમાં લોકો છાયા પરથી વખત જાણતા હતા ને તે માટે તેમણે એક યંત્ર બનાવ્યું હતું તેને છાયાયંત્ર કહેતા.

**છાયાયંત્રનું વર્ણનઃ—**વાડામાં કે બીજી જગાએ જ્યાં સુરજનો તડકો બરાબર પડતો હોય, ત્યાં એક બેસણી જેવું કરતા ને તેના પર છાયાયંત્ર ગોઠવતા. છાયાયંત્રની રચના સાદી હતી. તેમાં નીચે એક ગોળ પતરૂં ને વચ્ચે એક લાકડી હોય છે. પતરા પર ૬, ૭, ૮, ૯, ૧૦, ૧૧, ૧૨, ૧, ૨, ૩, ૪, ૫, ૬ એમ આંકડા પતરાના અર્ધા ભાગપર માંડેલા હોય છે, પ્રથમના ૬ નો આંકડો પશ્ચિમ બાજુમાં ને પછીના ૬ નો આંકડો પૂર્વ બાજુમાં આવે તેમ ગોળાકારમાં ગોઠવે છે. તેનાથી સૂર્ય દેખાતો હોય ત્યારેજ આશરે વખત સમજાય છે.

**બીજી અસલી રીતઃ**—કાવામત્રથી બરાબર વખત જણાતો નહિ તેથી લોકોએ ઘડી બનાવી ને ઘડીથી વખત જાણવા લાગ્યા.

**ઘડીથી વખત જાણવાની રીતઃ**—એક વાડકા જેવું વાસણ લેતા, તેને તળીએ ઝીણો વેહ પાડતા, તે વાડકાને પાણી ભરેલા પાણીમાં તરતો મૂકતા, એટલે હળવે હળવે પાણી ભરાવા માંડતું, જ્યારે વાડકો છલાછલ ભરાઇ જતો ત્યારે ડુબી જતો. વાડકાને તરતો મૂકે ત્યાંથી વાડકો ડુબે ત્યાં સુધીના વખતને એક ઘડી ગણતા. એક સવારથી બીજી સવાર સુધીમાં ૬૦ ઘડી થતી પણ આમાં એક માણસને નજર રાખીને બેસી રહેવું પડતું.

**ત્રીજી અસલી રીતઃ**—ઘડીની મુશ્કેલી મટાડવા માટે વખત જાણવાની શીશીઓ બનાવી એવી શીશીઓ કલાકની, ને અર્ધા કલાકની બને છે.

**શીશીથી વખત જાણવાની રીતઃ**—આ શીશીઓ કાચની બનાવે છે ને તેનો ઘાટ વાંદરાના મદારીઓ ડુગડુગી વગાડે છે તેના જેવો છે. ઉપલા ખાનામાંથી રેતી નીચલા ખાનામાં ધીમે ધીમે પડે છે બધી રેતી પડી રહે, ત્યારે કલાક વગાડે છે, ને શીશી ફેરવી મૂકે છે એટલે રેતી પાછી ઉપલા ખાનામાંથી હેઠલામાં પડવા માંડે છે. બધી રેતી પડી રહે ત્યારે શીશી ફેરવવાને કોઇ હાજર ન હોય તો ત્યાર પછીના બધા કલાક ખોટા વાગે છે.

## પાઠ ૭૨ મો. વખત જાણવાની નવી રીત.

**નવી રીતઃ**—ઘડિઆળથી વખત જણાય છે.

**ઘડિઆળની રચનાઃ**—એના પર ગોળ પતરું જડેલું છે તેને ચંદો કહે છે. ચંદાપર એકથી બાર સુધી જુની લિપિમાં આંકડા

સાડેલા હોય છે. તે આંકડાનાં નામ શીખી લેવાં જોઇએ. દરેક ઘડિઆળને બે કાંટા હોય છે એક મોટો ને બીજો નાનો. કેટલા વાગ્યા છે તે નાના કાંટાથી સમજાય છે, ને ઉપર કેટલી મિનિટ થઇ છે તે મોટા કાંટાથી સમજાય છે. કલાક બતાવવાને ચંદાના બાર ભાગ કર્યા છે ને મિનિટ બતાવવાને ચંદાના ૬૦ ભાગ કર્યા છે. મોટો કાંટો બહુ જલદી ચાલે છે. નાનો કાંટો એક ખાનું ચાલે ત્યાં મોટો કાંટો આખું ચક્કર પૂરૂં કરે છે એટલે નાના કરતાં તેની ઝડપ બારગણીછે.

ચંદાની પાછળ કમાન છે એને કુંચી આપીએ એટલે ઘડિઆળ ચાલે છે. તે ચાલતી હોય ત્યારે કમાન ધીમે ધીમે ઉકલતી જાય છે. એથી તેની સાથે સંબંધ રાખનારાં ચક્કરો ચાલે છે. એ ચકકરો સાથે કાંટાઓનો સંબંધ રાખેલો હોય છે. તે ચક્કરો ફરે છે ત્યારે કાંટા પણ ફરે છે.

**ઘડિઆળ જોવાની રીતઃ**—પ્રથમ નાના કાંટાપર નજર કરવી. નાનો કાંટો જે આંકડા પર હોય એટલે જેની ઉપર હોય કે ઉપર થઇને ચાલ્યો ગયો હોય તેટલા કલાક વાગી ગયા સમજવા પછી મોટા કાંટા પર નજર કરવી. મોટો કાંટો જ્યાં હોય તેટલી મિનિટ સમજવી, મિનિટ સમજવાને જે નાના ભાગ કર્યા હોય તે સમજવા. તેથી અમુક કલાકને તે ઉપર આટલી મિનિટ એમ સમજાય છે.

**ઘડિઆળમાં ત્રીજો કાંટોઃ**—કેટલાંક ઘડિઆળમાં ચંદાના હેઠલા ભાગમાં એક નાનું કુંડાળું હોય છે. એના પણ બરાબર સાઠ ભાગ કરી તે પર પંદર પંદરને અંતરે અંકોમાં ૧૫, ૩૦, ૪૫ વગેરે આંકડા મૂકેલા હોય છે. તેમાં એક કાંટો હોય છે તે તેના સાઠ ભાગ ફરી વળે છે, એટલામાં ઉપરનો મિનિટ કાંટો એક મિનિટ

ચાલે છે. એ નાના કાંટાને સેકંડ કાંટો કહે છે ને તેનાથી સેકંડ સમજાય છે.

## પાઠ ૬૨ મો ત્રાજવું.

**દોઢ દાંડીના ત્રાજવાનું વર્ણનઃ**—તોલાં બરાબર જોઈએ, સાંધણ કાઢવીએ ને બરાબર જોખાવીએ તોપણ જો આવું ત્રાજવું હોય તો માલ ઓછો મળે છે. આવા ત્રાજવામાં વચલા દોરા કે સાંકળથી બંને તરફની દાંડી લાંબી ટૂંકી હોય છે. આવી દાંડીને લીધે એક પલ્લામાં વધારે ને બીજા પલ્લામાં થોડા ભાર હોવા છતાં જોખતી વખતે જોનારને બંને પલ્લાંનો માલ સરખો લાગે છે. વેપારી લોકો ટૂંકી દાંડીવાળા પલ્લામાં તોલું ને લાંબા દાંડીવાળા પલ્લામાં સોદો મૂકે છે. તેથી સોદો ઓછો હોય છે છતાં બરાબર લાગે છે. આવે વખતે જો આપણે માલ ફેરવીને જોખાવીએ એટલે લાંબી દાંડીવાળા પલ્લામાં તોલું ને ટૂંકા દાંડીવાળા પલ્લામાં સોદો મૂકાવી જોખાવીએ તો તોલા કરતાં વધારે વજનનો સોદો વેપારી નાખે ત્યારેજ પલ્લાં સમાન થાય છે ને વેપારી છેતરાય છે. પરંતુ જો વેપારીની લુચ્ચાઈ હશે તો તે તેમ કરવાનું કબુલ કરશે નહિ.

**દોઢ દાંડીના ત્રાજવાનો શક પડે તો શું કરવું?**—અર્ધો સોદો એક બાજુએ ને અર્ધો બીજી બાજુએ જોખાવવો. આમ કરવાથી એકવાર ઓછો ને બીજી વાર વધારે આવશે. એટલે એકંદરે બરાબર બલકે કંઈક વધારે આવશે. માટે શક પડે ત્યારે તેમ કરવું.

